# A BIBLE COURSE FOR TEACHERS

BY

A. F. SCHAUFFLER, D. D.

and

IRA MAURICE PRICE, PH. D.



## શિક્ષકોને માટે

# પવિત્ર શાસ્ત્રનો અભ્યાસક્રમ.



સુરત:

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ મિશન છાપખાનામાં
એચ. આર. સ્કોટે છાપ્યો તથા પ્રસિદ્ધ કર્યો.

ઈ. સ. ૧૯૧૯.

પ્રત ૧૦૦૦] [કિમ્મત ૮ આના.

## શિક્ષકોને માટે પવિત્ર શાસ્ત્રનો અભ્યાસક્રમ.

# પ્રસ્તાવના. પવિત્ર શાસ્ત્ર.

**૧. શાસ્ત્ર શિખવાની રીતો.**—શાસ્ત્રનો બારીક અભ્યાસ તે તેના વિભાગો, છુટક કલમો અથવા અધ્યાયોના ભાગોનું અધ્યયન છે. ધર્મોપદેશમાં આ રીતનું અનુકરણ કરવામાં આવે છે, તે ઘણી રીતે લાભકારક છે. પણ ફળોત્પાદક કાર્ય કરવા સારૂ શિક્ષકને ઉપયોગી જણાતો શાસ્ત્રના ઇતિહાસનો પુરો હેવાલ તેમાંથી મળી શકતો નથી. દીર્ઘદષ્ટિક રીતમાં શાસ્ત્રના મોટા ભાગો લઇ તેમનો આખા શાસ્ત્ર સાથેના સંબંધનો વિચાર કરવામાં આવે છે. આ અભ્યાસમાં એ રીતનું અનુકરણ કરવામાં આવેલુ છે.

૪૦૦૦. ૩૫૦૦. ૩૦૦૦. ૨૫૦૦. ૨૦૦૦. ૧૫૦૦. ૧૦૦૦. એ. એ. ૫૦૦.

આ. યા. હ. નુ. ઇ. મુ. સુ. ઝ. ખ્રી.
આદમ યારેદ હનોખ નુહ ઈબ્રાહીમ મુસા સુલેમાન ઝરૂબ્બાબેલ ખ્રીસ્ત

૨. શાસ્ત્રના ઇતિહાસના સામાન્ય અવલોકનમાં મદદરૂપ થાય માટે અમે આદમથી ખ્રીસ્ત સુધીનાં સૈકાંનો નકશો, સ્મરણાર્થે, ઉપર આપીએ છીએ. આ ગ્રંથમાં આપેલો કાળક્રમ ખરો છે એમ ધારી અહિં વાપર્યો છે, એમ નહિ પણ એ સારૂ કે, હજુ વિદ્વાનો એ કરતાં વધારે ચોકસ કાળક્રમ સંબંધી અને વિશેષે કરીને ઇબ્રાહીમ પહેલાંના જમાનાઓ સંબંધી એકમત થયા નથી. યારેદ સિવાયનાં બીજાં બધાં નામ જાણીતાં છે. તેનું નામ ફક્ત પહેલાં હજાર વર્ષનો અડધો ભાગ દર્શાવવાના ઇરાદાથીજ મુકેલું છે. ચોપડીમાં જોયા વગર ઉપરનો નકશો દોરી શકો માટે આ નામો મ્હોડે કરો. તેમ કર્યાથી તમે શાસ્ત્રના ઇતિહાસના મુખ્ય બનાવો તેમની જગ્યામાં કાળક્રમના આજુબાજુના યોગ્ય સંબંધ પ્રમાણે લગભગ મૂકી શકશો. દાખલા તરીકે જો તમે ઇસ્રાએલપુત્રોની રખડામણમાંના કોઈ બનાવ વિષે વાંચો તો જાણો કે, તમે મુસા અને સુલેમાનના વખતની વચ્ચે છો. જો તમે એલીયાહ

સંબંધી કોઈ વાત શીખો તો તે બનાવ "સુ." અને "ઝ." ની વચ્ચે હોવો જોઇએ. જો નહેમ્યાહ વિષે શીખો તો તે "ઝ." ની જમણી બાજુએ આવવો જોઇએ.

૩. **શાસ્ત્રનાં આખ્યાનોનું એક લક્ષણ** એ છે કે, ઘણી વખતે તેઓ સવિસ્તર માલમ પડે છે, ને પવિત્ર શાસ્ત્રની ઘણી જગ્યા રોકે છે, અને ઘણી વખતે તેઓ બહુજ ટુંકમાં આપેલાં હોય છે. દાખલા તરીકે, ઉત્પત્તિના પહેલા બાર અધ્યાયો ઓછામાં ઓછી ગણત્રી પ્રમાણે ૨૦૦૦ વર્ષ કરતાં વધારે વખત રોકે છે. ઉત્પત્તિના પુસ્તકના બાકીના ભાગમાં ( ૩૮ અધ્યાયો ) કેવળ ચાર પુરૂષો એટલે ઇબ્રાહીમ. ઇસ્હાક, યાકુબ, અને યુસફનાં જીવનચરિત્રોનો સમાવેશ થાય છે. નિર્ગમનના પહેલા અધ્યાયમાં સેંકડો વરસો આવે છે, અને નિર્ગમનનો બાકીનો બધો ભાગ, લેવીયનું આખું પુસ્તક, ગણનાનું આખું પુસ્તક અને પુનર્નિયમનું આખું પુસ્તક ફક્ત ચાળીસ વરસનો સમાવેશ કરે છે. ખરેખર આને માટે કંઈ સારૂં કારણ હોવું જોઇએ. વળી, માત્થીના પુસ્તકના બે અધ્યાયો અને લુકના બે અધ્યાયોમાં આપણા પ્રભુની જીંદગીનાં ત્રીસ વરસોની વાત આવે છે; પરંતુ ચાર સુવાર્તાનો બીજો બધો ભાગ ફક્ત સાડાત્રણ વર્ષની વાત વિષે વર્ણવે છે.

૪. **પવિત્ર શાસ્ત્રનું બીજું લક્ષણ** એ છે કે, ચમત્કાર સંબંધીની વાતો એક સરખી રીતે વહેંચાએલી નથી. ઘણી વખતે ચમત્કારોનો સમુહ હોય છે; અને ઘણી વખતે ઘણાજ થોડા ચમત્કાર હોય છે. ઉત્પત્તિના પુસ્તકના પહેલા અગિયાર અધ્યાયો કે જેની અંદર ૨૦૦૦ વર્ષ કરતાં વધારે વખતનો સમાવેશ થાય છે તેમાં ઉત્પન્ન કરવાના કાર્ય સિવાય ભાગ્યેજ બીજા ચમત્કારો આવે છે. પણ એ પછી આવતા ચાર મહાન કુળપતિઓના સમયમાં પહેલાંના કરતાં વધારે ચમત્કારો માલમ પડે છે.

મુસાના જમાનામાં, નિર્ગમનના બીજા અધ્યાયથી માંડીને, ચમત્કારો આગળ કદી ન થયા હતા તેમ વધવા માંડે છે. દાખલા તરીકે, ઇશ્વરે પોતાના લોકોનું ૪૦ વર્ષ સુધી ( સાબ્બાથ દિવસો વગર ) માન્નાથી

પોષણ કીધું. વળી એલીયાહ અને એલીશાના વખતમાં વર્ણન વિસ્તારપૂર્વક આવે છે, અને ચમત્કારોની વૃદ્ધિ થાય છે. વળી જ્યારે આપણે મસીહના જમાના સુધી આવી પહોંચીએ છીએ, ત્યારે, ખ્રીસ્તના વૃત્તાંતમાં માલમ પડે છે તેમ, ચાર જુદા જુદા લખનારાએ લખેલું વર્ણન મળે છે, અને ચમત્કારોની કદી આગળ નહિ જણાએલી એવી વૃદ્ધિ પામે છે. આખ્યાનના આવા વિસ્તારનું અને ચમત્કારોની આ સમકાળિક વૃદ્ધિનું શું પ્રયોજન હશે? એનું કારણ એ કે, આ જમાનાઓ ખાસ અર્થસૂચક તથા અગત્યના છે. તેઓમાં દેવ માણસોને ખાસ અગત્યનું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરતો હતો, તેથી તેણે ખ્રીસ્તનું વૃત્તાંત લંબાણમાં લખવાને લેખકોને સૂચવ્યું, અને પોતાના દિવ્ય પરાક્રમથી શિક્ષણને વજનદાર બનાવ્યું.

૫. **કુળપતિઓના જમાનામાં** જે પ્રજા દેવની આજ્ઞાઓ ઘણા જમાનાઓ સુધી સંઘરી રાખે તે પ્રજાનો સ્થાપક થાય એવા એક જણને દેવે તેડયો કે જેના વંશમાંથી આખરે પ્રભુ ઇસુ, જગતનો ત્રાતા, જે આવનાર હતો તે આવે. આ ઘણોજ ઉપયોગી જમાનો હતો, તેથી આપણે તેનો સારો અભ્યાસ કરવો જોઇએ.

૬. **મુસાના જમાનામાં** દેવ પોતાના લોકોને બંધનમાંથી કાઢી લાવી સઘળા વખતને સારૂ તેમનું રાષ્ટ્રિય જીવન ઘડાય એ માટે કાનુનો આપતો હતો. વળી સમયની સંપૂર્ણતામાં નાઝારેથનો ઇસુ, જે દેવનું હલવાન, તથા ઇશ્વરનો પુત્ર, તે નિયમશાસ્ત્ર અને પ્રતિછાયાઓ પૂર્ણ કરવા સારૂ આવે ત્યાં સુધી તેમને સત્યના માર્ગમાં દોરવા સારૂ તે મુખ્ય યાજક, મંડપ અને યજ્ઞની પ્રતિછાયા સૂચવતો હતો.

૭. **એલીયાહના જમાનામાં** અને તેના મહાન શિષ્ય એલીશાના સમયમાં દેવ ઇસ્રાએલને, એટલે ઉત્તરના રાજ્યને, જે યરોબઆમે અને પાછળથી આહાબે ભયંકર મૂર્તિપૂજામાં ઉતારી નાખ્યું, તેને પોતા તરફ પાછા લાવવાનો મહાન પ્રયત્ન કરતો હતો.

૮. **મસીહના જમાનામાં** ઉત્પત્તિના વખતથી માંડી જે વચનો દેવે આવનાર ત્રાતા સંબંધી આપ્યાં હતાં, તે તે પૂર્ણ કરતો હતો. જેણે

ભ વ્યવાદીએ અને જુદી જુદી પ્રતિજ્ઞાયાઓ મારફતે બાપદાદાઓ સાથે વાત કરી હતી, તે હવે તેના પુત્રની મારફતે લોકો સાથે બોલવાનો હતો. આ જે ચાર જમાનાઓ પ્રત્યે આપણે લક્ષ દીધું તેઓનું વર્ણન બીજા જમાના કરતાં વધારે વિસ્તારથી કરવામાં આવે, અને દેવ ખરેખર માણસો સાથે બોલતો અને તેઓએ કેમ વર્તવું તથા શું માનવું તે સંબંધી દૈવિક સુચનાઓ આપતો હતો એ સાબીત કરવાને ચમત્કારોનો ઉપયોગ કરે એ વાસ્તવિક છે.

૯. **આ પરથી એમ જણાય છે કે,** આ ચાર જમાનાઓ, એટલે કુળપતિઓનો, મુસાનો, એલીયાહ અને એલીશાનો, અને મસીહનો જમાનો એ વિશેષ મહત્ત્વના ધારી તેઓ ઉપર ખાસ લક્ષ લગાડવું. આ જમાનાઓની અંદરના બનાવો અને તેઓના શિક્ષણથી જો વિદ્યાર્થી વાકેફ હશે, તો તે શાસ્ત્રના આખા ઇતિહાસના ખરડા તરીકે તેને ઉપયોગી જણાશે.

## સવાલો.

૧. પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરવાની કઈ બે રીતો છે?

૨. આપણા ઉપયોગાર્થે બીજી રીતમાં શો લાભ છે?

૩. જુના કરારના વખતને પાંચસો પાંચસો વર્ષોના જમાનામ વહેંચી નાખનાર નવ નામો બોલો.

૪. શાસ્ત્રના આખ્યાનમાં આપણને કાળક્રમનું કયું લક્ષણ માલમ પડે છે? આનાં કેટલાંક ઉદાહરણ આપો. (એના બીજા દાખલા તમે પોતે ખોળી કાઢો.)

૫. ચમત્કારોની વહેંચણીમાં કયું લક્ષણ માલમ પડે છે?

૬. જે ચાર જમાનાઓમાં વિશેષ સવિસ્તર વર્ણન આવે છે, અને ચમત્કારોની વૃદ્ધિ થતી જણાય છે તેઓનાં નામ આપો.

---

# પાઠ ૧ લો.

## જુના કરારનો વિભાગ.

**મુખ્ય બનાવો.**

**પ્રારંભ.**—ઉત્પત્તિનું વૃત્તાંત (ઉત્પ. ૧, ૨). ઈશ્વર સર્વનો ઉત્પન્ન-કર્ત્તા છે. મૂર્તિપૂજાની મના કરવામાં આવી.

**પહેલો જમાનો.**—આદમ પહેલો પુરૂષ; તેણે પાપ કર્યું અને પતિત થયો (ઉત્પ. ૩).

**બીજો જમાનો.**—નુહ, એક કુટુંબનો વડો, જળપ્રલય વખતે વહાણમાં બચાવવામાં આવ્યો; નવી મનુષ્યજાતની શરૂઆત; નવી નિષ્ફળતા તથા પડતી (ઉત્પ. ૬. ૭, ૮). બાબેલનો બુરૂજ (ઉત્પ. ૧૧; ૪). ભાષાઓમાં ગડબડ (ઉત્પ. ૧૧; ૫-૯).

**ત્રીજો જમાનો.**—ઇબ્રાહીમ પસંદ થએલા કુટુંબનો વડો; એ કુટુંબનો ફેલાવો. તેનું મિસરમાં જવું (ઉત્પ. ૪૬). આબાદી (ઉત્પ. ૪૭; ૧૧). જુલમ (નિર્ગ. ૧; ૮-૨૨). મુસા છોડાવનાર (નિર્ગ. ૩; ૧-૧૧). મિસરમાંથી કૂચ (નિર્ગ. ૧૨). સિનાઇ પર્વત આગળ નિયમ નિર્માણ (નિર્ગ. ૨૦). કનાનમાં પ્રવેશ (યહો. ૧-૪). ન્યાયાધીશોનો જમાનો (ન્યા ૧-૨૧).

**ચોથો જમાનો.**—આખા ઈસ્રાએલના ત્રણ રાજાઓ—શાઉલ, દાઉદ, સુલેમાન (૧ શમૂ. ૧૦થી—૧ રાજા ૧૨) વિભાગેલું રાજ્ય.




**પાંચમો જમાનો.**—બંદીપ્રવાસ (૨ રાજા ૨૫). પ્રત્યાગમન, એઝરા અને નહેમ્યાહ.

**પ્રખ્યાત નામો.**—પહેલો અને બીજો જમાનો—આદમ, નુહ; ત્રીજો જમાનો—ઇબ્રાહીમ, ઈસ્હાક, યાકુબ, યુસફ, મુસા, યહોશુઆ, શમૂએલ; ચોથો જમાનો—શાઉલ, દાઉદ, હિઝકીયાહ, યોશીયાહ, એલીયાહ,

એલીશા, યશાયાહ, યિર્મેયાહ, આમોસ, હોશીઆ; પાંચમો જમાનો—ઝરૂબ્બાબેલ, એઝરા, નહેમ્યાહ, હાગ્ગાય, ઝખાર્યાહ, માલાખી.

**વખત.**—ઉત્પત્તિથી લગભગ ઈ. સ. પૂ. ૪૦૦ સુધી.

**દેશો.**—આર્મીન્યા, ખાલ્દી, પાલેસ્તાઇન, મિસર, ઇરાન.

**બનાવોનો સાર.**—જુનો કરાર ઉત્પત્તિના હેવાલથી શરૂ થાય છે; તેમાં "દેવની પ્રતિમા પ્રમાણે બનાવેલા" માણસના આવિર્ભાવ વિષે વાત છે; માણસની પડતી વિષે અને તેના ઉદ્ધારાર્થે કરેલા દેવના ઘણા પ્રયત્નો વિષે હકીકત; પસંદ કરેલી વ્યક્તિઓ, ચુંટી કાઢેલાં કુટુંબો અને એક ખાસ પ્રજાની સાથે દેવના વ્યવહારના બનાવો વર્ણવેલા છે; આ પ્રજાના બે ભાગ પડયા હતા તે સંબંધી અને તે પરદેશી સત્તાના બંધન તળે હતા તે સંબંધી વર્ણન છે; અને યહુદાહનો થોડો ભાગ પાછો પોતાના દેશમાં આવે છે, ત્યાં તેનો અંત આવે છે. પાપનો પ્રવેશ થયો તેજ વખતે એવું વચન આપવામાં આવ્યું કે પસંદ કરેલી (યહુદી) પ્રજામાંના એક આવનાર મારફતે તારણ થશે.

## જુના કરારનો સંક્ષેપ.

**સૂચના**—આ ચોપડીમાં વાપરેલો કાળક્રમ વિલિસ જડ્સન બાચરની "જુના કરારના સાલવાર બનાવો" એ નામની ચોપડીને આધારે રચેલો છે.

**૧. બે મોટા ભાગ.**—જુનો કરાર અને નવો કરાર એવા શાસ્ત્રીય ઇતિહાસના બે મોટા ભાગ છે. આ જમાનાઓનાં મુખ્ય લક્ષણોનો ચોકસ હેવાલ આપણે યાદ રાખીએ તો સારૂં. આ ભાગોને બતાવેલા જમાનાઓમાં વહેંચી નાખવા સારૂ પ્રભુનાં ચોકસ વચનો મળતાં નથી, પણ વ્યાવહારિક જ્ઞાનને આધારે એમ કરીએ છીએ. બીજાઓ એથી જુદા વિભાગો પાડે, પણ નીચે આપેલા વિભાગો ઉપયોગી સમજીને આપીએ છીએ.

**૨. પ્રારંભ.**—ઉત્પત્તિનો મહાન પ્રારંભ. અહિં આપણુને કહેવામાં આવ્યું છે કે, બધી વસ્તુઓનું મૂળ ઇશ્વર છે. પૃથ્વીમાંના પદાર્થો અનાદિ નથી એવું અત્રે શિખવવામાં આવે છે. આ સૃષ્ટિ પોતાની

મેળે બની એ માન્યતાનો પણ એ ઈનકાર કરે છે. સર્વ વસ્તુઓની શરૂઆત અનાદિકાળથી અનંતકાળ સુધીના દેવની સત્તામાં હતી. કોઈ બીજા શિક્ષણથી ન બને તેમ આ શિક્ષણ મનુષ્યજાતના હૃદયની જીજ્ઞાસાને સંતોષ પમાડે છે.

૩. **પહેલો જમાનો.—આદમથી નુહ સુધી.** અહિં આપણે મનુષ્યના ઇતિહાસનો પ્રારંભ જોઈએ છીએ. તેમાં આપણે મનુષ્યજાતિની તથા પાપની તથા ઉદ્ધારની શરૂઆત જોઇએ છીએ. તે ત્રણ મોટી શરૂઆતો છે, જેની હકીકત ઉત્પ. ૨ થી ૫ માં આવે છે. માણસની પુરેપુરી ભ્રષ્ટતા તેમાં જણાવેલી છે. "તેઓનાં હૃદયના વિચારની હરેક કલ્પના નિરંતર ભુંડીજ છે" (ઉત્પ. ૬; ૫). દેવના પવિત્ર કાયદાનું ઉલ્લંઘન કર્યાંને લીધે માણસો દેવનાં ગુન્હેગાર થયાં.

૪. **બીજો જમાનો.—નુહથી ઈબ્રાહીમ સુધી.** અધ્યાયો ૬ થી ૧૨ સુધી. નુહના કુટુંબથી માંડીને દેવ નવી શરૂઆત કરે છે, પણ પહેલાંની માફક માણસ ફરીથી દેવ પ્રત્યે અનાજ્ઞાંકિત અને અવિશ્વાસુ માલમ પડે છે. આપણને સાંસારિક સુધારો ઘણો માલમ પડે છે, પણ ઈશ્વરભકિત બહુ થોડી માલમ પડે છે. દેવની આજ્ઞાને આધીન રહેવાના સંબંધમાં માણસ ફરીથી નિષ્ફળ જણાય છે. માણસો અભિમાનમાં કહે છે કે "ચાલો, આપણે બાંધીએ," પણ ઇશ્વર કહે છે કે, "ચાલો, આપણે તેઓની ભાષા ઉલટાવીએ" (ઉત્પ. ૧૧; ૪, ૭).

આ બે જમાનાઓને શાસ્ત્રમાં થોડીજ જગ્યા આપવામાં આવેલી છે, કારણ કે, ખરૂં જોતાં ત્રીજા જમાનાને સારૂ આ બે જમાના પ્રસ્તાવનારૂપ છે, ને તેઓના કરતાં ત્રીજો ઘણો અગત્યનો છે.

૫. **ત્રીજો જમાનો.—ઈબ્રાહીમથી રાજાઓ સુધી.** ઉત્પ. ૧૨ થી ૧ શમૂ. ૯ સુધી. આ ઘણોજ મોટો જમાનો છે. આ જમાનામાં દેવ માણસ સાથે પોતાની વર્તવાની રીત બદલે છે. તે આ વખતથી એક પસંદિત કુટુંબ અથવા પ્રજાની મારફતે માણસજાતને પોતાની ઈચ્છા પ્રગટ કરે છે. આ પ્રજા શિવાયનાં જે માણસો હતાં તેઓ દેવની ઈચ્છા જાણી ન શકે એમ નહિ, પણ જ્યાં સુધી સમયની

સંપૂર્ણતામાં ઇસુ, ઈબ્રાહીમનો પુત્ર, આવે, અને માણુસને દેવનો પ્રેમ અને ઉદ્ધાર ખુલ્લેખુલ્લો પ્રગટ કરે ત્યાં સુધી મુખ્યત્વે કરીને ઇબ્રાહીમ અને તેના વંશજોની મારફતે પોતાની ઇચ્છા જણાવવાનું દેવ પસંદ કરે છે.

આ વિભાગમાં કુળપતિનું કુટુંબ પ્રથમ કાસદીઓના ઉરમાંથી આવ્યું, અને થોડો વખત કનાનમાં રહ્યું, તે સંબંધીની વાતો આપણે વાંચીએ છીએ. પછી તેઓ મિસરમાં જાય છે, અને ત્યાં આખરે તેમના પર જુલમ ગુજારવામાં આવે છે. દુઃખની ભઠ્ઠીમાં એકત્ર થયા પછી તેઓને પરાક્રમી અને લંબાવેલા ભૂજ વડે બહાર કાઢી લાવવામાં આવ્યા, અને અરણ્યમાં તેઓના મહાન આગેવાન મુસાની હસ્તક તેમને આજ્ઞાઓ આપવામાં આવી. અહિ પણ તેઓ ખરી ભક્તિની રીત શીખે છે, અને વચનના દેશમાં પ્રવેશ કરવાને તૈયાર થાય છે. મુસાની પછી આવનાર યહોશુઆના આશ્રા હેઠળ દેશની જીત થાય છે. પછી ન્યાયાધીશોનો જમાનો આવે છે, જે સમયમાં દેવ પોતે આ તેડેલા માણસોની મારફતે પોતાના લોકો પર રાજ્ય કરે છે. આ જમાનો ઘણોજ અગત્યનો જણાશે. આ વખતે આખા જગતમાં માત્ર ઇસ્રાએલપુત્રો એકજ દેવને માનનારા હતા; પૃથ્વીની બીજી બધી પ્રજાઓ મૂર્તિપૂજક તથા અનેક દેવદેવીઓને માનનારી હતી. આ જમાનાની અંદર આપણે જોઇએ છીએ કે, જ્યાં સુધી દેવના પસંદ કરેલા લોકો તેને આધીન રહે છે, ત્યાં સુધી તેઓ આબાદ થાય છે, પણ તેઓ તેની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરે કે તરત આફતો પર આફતો તેમને માથે પડે છે.

જે નીતિનિયમો તે વખતથી આજ સુધીની બધી સુધરેલી પ્રજાઓના કાયદાના પાયારૂપ થયા છે તે નીતિનિયમો પણ આ જમાનામાં આપવામાં આવ્યા. તેમજ જે જુદી જુદી એંધાણીઓ મહાન દાઉદના વિશેષ મહાન પુત્ર ઇસુમાં પૂર્ણ થઇ તે એંધાણીઓનો પાયો આ જમાનામાં નંખાયો. યજ્ઞ, પ્રમુખ્ય યાજક અને મંડપની શરૂઆત યા વિકાસ પણ અહિજ છે. તે વખત સુધીના દુનીઆના ઇતિહાસમાં આ જમાના જેટલો બીજો કોઈ જમાનો મનુષ્યજાતને માટે આટલા બધા આશીર્વાદથી ભરપુર ન હતો.

## ૬. ચોથો જમાનો.—રાજાઓથી બંદીપ્રવાસ સુધી.

**૧ શમૂ. ૯ થી ૨ રાજા ૨૫ સુધી.** આને બે પેટાભાગમાં વહેંચી શકાય :

(૧) સંયુક્ત રાજ્ય. એ એકસો ને વીસ વરસ ચાલ્યું, અને તેમાં શાઉલ, દાઉદ અને સુલેમાન, એ ત્રણ રાજાઓ હતા. શાઉલે પ્રજાકીય અંધાધુંધીમાંથી કંઈક વ્યવસ્થા આણી. દાઉદે તે જારી રાખ્યું, અને ઇસ્રાએલને એક ખરેખરી મોટી પ્રજા બનાવી. તેમ છતાં સુલેમાને હદ ઉપરાંતની મોજમઝાથી અને અનુચિત રાજકીય સંપ કરવાથી પ્રજાની પડતીનાં બી રોપ્યાં.

(૨) સુલેમાનના દીકરા રહાબઆમની મુર્ખાઇથી રાજ્યમાં ફૂટ પડી તેના બે ભાગ થયા. કર હલકો કરવાની તેણે મના કરી, તેથી દશ કુળોએ બળવો કર્યો અને યરાબઆમના આશ્રા હેઠળ એક જુદું રાજ્ય સ્થાપ્યું. આ પછી તેઓને ઇસ્રાએલના રાજ્ય તરીકે અથવા ઉત્તરનું રાજ્ય એ નામથી ઓળખવામાં આવે છે. યહુદાહનું રાજ્ય દક્ષિણનું રાજ્ય એ નામથી ઓળખાય છે.

ઇસ્રાએલ અથવા ઉત્તરનું રાજ્ય સોનાના વાછરડાની પૂજા કંઈક વાર કર્યા પછી બઆલની પૂજા કરવા લાગ્યું, અને એમ અધોગતિ થતાં થતાં બંદીપ્રવાસમાં જવાનું થયું. તેમનો ફક્ત યેહૂ નામનો એકજ સારો રાજા હતો, અને તે પણ બહુ સારો નહિ. યહુદાહ અથવા દક્ષિણના રાજ્યમાં જો કે કહીં કહીં મૂર્તિપૂજા ચાલતી હતી, છતાં એકંદરે તેણે સારૂં વર્તન ચલાવ્યું. આખરે યહુદાહ પણ તેનાં પાપને લીધે બંદીપ્રવાસમાં ગયું. ઇસ્રાએલપુત્રોનો કનાન દેશમાં જયવંત પ્રવેશ અને સાંકળો તથા આંસુઓ સહિત તેઓનું શરમભરેલું બહાર નીકળવું, એ બે બનાવોની સરખામણી ઘણીજ સૂચક છે. ઈબ્રાહીમના દેવને છોડી દેવાથીજ એ સર્વ આવી પડયું. આધુનિક જમાનાના કેટલાક લખનારાનો મત એવો છે કે, ઈસ્રાએલી લોકોનું કુદરતી વલણ એક ઈશ્વરને માનવાનું હતું અને તેને લીધે ઘણા દેવોને માનતાં માનતાં તેઓ એક દેવને માનવા તરફ દોરાયા. ઇતિહાસમાં એમ માનવાનું કારણ મળતું નથી; પણ તેથી ઉલટું, ઈસ્રાએલનું ઘણા દેવોને માનવાનું દૃઢ વલણ હતું, અને બંદીપ્રવાસનાં દુઃખો વડેજ દેવે તેમનું આ પાપ મુકાવ્યું.

**૭. પાંચમો જમાનો.—બંદીપ્રવાસ અને પ્રત્યાગમન.** એઝરા અને નહેમ્યાહનાં પુસ્તકો વાંચો. આ જમાનો સુલેમાનની કારકીર્દી જેટલો મહિમાવંત નહોતો. પણ તેમાં યહુદીઓ ચુસ્ત રીતે એકજ ઇશ્વરને માનનારા થયા; અને તે દિવસથી માંડીને આજ લગી, એટલે બે હજાર કરતાં વધારે વરસથી, તેઓ તેવા રહ્યા છે. એ વાતને સબબે આ જમાનો ઘણોજ અગત્યનો છે. પોતાના લોકોને તેઓનાં "ઘેરી લેનાર પાપ," મૂર્તિપૂજાથી બંદીપ્રવાસરૂપી ભઠ્ઠીના અગ્નિથી દેવે હમેશને માટે મુક્ત કર્યાં એ આશ્ચર્ય પમાડે એવી વાત છે, કેમકે જે પ્રજાઓની મધ્યે તેઓ બંદીપ્રવાસી હતા તેઓ સર્વે ચુસ્ત મૂર્તિપૂજક હતી.

આ જમાનામાં બીજા મંદિરનું બાંધવું; એઝરાની આગેવાની હેઠળ સુધારો; અને નહેમ્યાહની આગેવાની હેઠળ યરૂશાલેમની દિવાલોની બાંધણી આવે છે.

૮. નવા કરારનો જમાનો (જે વિષે આપણે આગળ જતાં શીખીશું) તે શરૂ થાય ત્યાં સુધી ચારસો વરસનો અંતર પડે છે.

## સવાલો.

૧. કયા બે મોટા ભાગમાં શાસ્ત્રની વહેંચણી થએલી છે?
૨. જુના કરારના પ્રારંભનો વિષય આપો.
૩. પહેલા જમાનાનો વખત કેટલો હતો?
૪. તેનું પરિણામ શું આવ્યું?
૫. બીજા જમાનાનો વખત કેટલો હતો?
૬. તેને અંતે મનુષ્યજાતની નીતિ સંબંધીની સ્થિતિ કેવી હતી?
૭. કોના વખતથી અને કોના વખત સુધી ત્રીજો જમાનો ચાલ્યો?
૮. ત્રીજા જમાનામાં પોતાની ઇચ્છા પ્રગટ કરવાની ઇશ્વરની રીતમાં શો ફેર માલમ પડે છે?
૯. કયા કુટુંબ સાથે હવે દેવ ખાસકરીને વ્યવહાર ચલાવવાનું શરૂ કરે છે?
૧૦. કુટુંબનું જીવન પ્રજાકીય જીવનમાં ક્યાં મળી જાય છે?

૧૧. આ જમાનામાં દૈવિક પ્રકટીકરણની કઈ બે બાબતનો સમાવેશ થાય છે?
૧૨. ચોથા જમાનાની હદ જણાવો.
૧૩. ચોથા જમાનાના બે પેટાવિભાગ કહો.
૧૪. સંયુક્ત રાજ્યના ભાગલા પડવાનું કારણ આપો.
૧૫. ઉત્તરના રાજ્યના ઇતિહાસનો ક્રમ બતાવો.
૧૬. દક્ષિણના રાજ્યના ઈતિહાસનો ક્રમ લખી આપો.
૧૭. પાંચમા જમાનાનાં બે પ્રસિદ્ધ લક્ષણો આપો.
૧૮. બંદીપ્રવાસ અને પ્રત્યાગમનની દરમિયાન યહુદાહમાં કયો જાણવાજોગ ફેરફાર થયો?
૧૯. જુના કરારના સમયના જે જુદા જુદા ભાગ આપણે પાડયા તે પ્રત્યેકમાં જે પ્રખ્યાત નામો આવે છે તે નામ આપો.

---

## પાઠ ૨ જો.

### ઉત્પત્તિથી ઇબ્રાહીમ સુધી.

જુનો કરાર—પ્રારંભ, પહેલો જમાનો, બીજો જમાનો.

**મુખ્ય બનાવો.**

**પ્રારંભ.**

**ઉત્પત્તિનું વર્ણન.**—ઉત્પન્ન કરવાના દિવસો: અજવાળું (ઉત્પ. ૧; ૩–૫); અંતરિક્ષ (૧; ૬–૮); જમીન અને પાણી જુદાં કરાયાં, વનસ્પતિ (૧; ૯–૧૩); આકાશમાંના ગ્રહો—સૂર્ય, ચંદ્ર, તારાઓ (૧; ૧૪-૧૯); માછલાં, પક્ષી અને જનાવરો (૧; ૧૯-૨૫); માણસ (૧; ૨૬-૩૧).

**પહેલો જમાનો.**

માણસની ઉત્પત્તિ.—માણસને દેવની પ્રતિમા પ્રમાણે બનાવવામાં આવ્યો (ઉત્પ. ૧; ૨૭); હવાની ઉત્પત્તિ (ઉત્પ. ૨; ૨૧, ૨૨). પાપનો પ્રવેશ અને માણસની પડતી (૩; ૧-૬); આદમ અને હવાના પુત્ર કાઇને પોતાના ભાઈ હાબેલને મારી નાખ્યો (૪; ૩-૮).

**બીજો જમાનો.**

**જળપ્રલય.**—ભુંડાઈના પ્રસારથી (ઉત્પ. ૬ ; ૫) દેવે નુહ, તેનું કુટુંબ અને ચુંટી કાઢેલાં જનાવરો સિવાય પૃથ્વીની બધી વસ્તીનો રેલ મારફતે નાશ કર્યો (ઉત્પ. ૬–૮). જળપ્રલય મારફતે ફરીથી લોકોનો નાશ ન કરવાનો કરાર દેવે નુહ સાથે કર્યો (૯ ; ૮-૧૭).

**બાબેલનો બુરૂજ.**—માણસોના અંત:કરણની ભુંડાઇ બાબેલના મોટા બુરૂજની બાંધણીમાં પ્રગટ કરવામાં આવી, અને ભાષાઓનો ગુંચવાડો એ તેની શિક્ષા હતી (૧૧ ; ૧-૯).

**વખત.**—ઉત્પત્તિથી ઇ. સ. પૂર્વે ૧૯૨૮ સુધી.

**જગ્યાઓ.**—એદન વાડી, પશ્ચિમ એશીયા, બાબેલ.

[પાઠ પહેલામાં આપેલો નકશો જૂઓ.]

**બનાવોનો સાર.**—ઉત્પત્તિથી દેવ આખા વિશ્વનો અને તેમાંની સઘળી વસ્તુઓનો એકલો કર્તા જણાય છે: શરૂઆતમાં પાપરહિત હોવા છતાં માણસ પતિત થાય છે, અને આખરે ખ્રિસ્ત ત્રાતાની પૂર્ણ જીત વગર બંધ ન પડે એવી ભુંડાઇ સાથેની લડાઈ શરૂ કરે છે. જળપ્રલય એ પાપના દાસત્વમાંથી જગતને મુક્ત કરવાનો દેવના મહાન પ્રયત્નો-માંનો પ્રથમ છે.

## પસંદિત કુટુંબ પહેલાં.

**૯. પ્રારંભ.**—"આદિએ દેવે ઉત્પન્ન કર્યું." આ બધી વસ્તુઓની શરૂઆત છે, અને માણસના મનને યથાયોગ્ય લાગે એવી છે. આ "આદિ" યોહા. ૧ ; ૧ માંના "આદિ" જેટલી પુરાણી નથી, કારણ કે તેમાં ઉત્પત્તિ પૂર્વેનો સમય બતાવેલો છે, અને ઇશ્વરે ઉત્પત્તિનું કામ આરંભ્યું તે પહેલાંની વાત સૂચવે છે. એટલે કે, દેવ વગર બીજું કાંઇ ન હતું તે સમય તરફ યોહાન આપણું લક્ષ ખેંચે છે. જો ઉત્પ. ૧ ; ૧ માં આપેલી હકીકત સાથે બીજી પ્રજાઓમાં ઉત્પત્તિ સંબંધી જે પુરાતન કથાઓ છે, તે સરખાવીએ તો તે વધારે ભવ્ય અને ઇશ્વરનાં કાર્યો સંબંધીના આપણા વિચારોને વધારે યથાયોગ્ય લાગે એવી છે.

નાસ્તિકો કહેશે કે, "આદિએ પદાર્થ," અથવા "આદિએ શક્તિ" હતી, પણ એ ખુલાસો પવિત્ર લેખના શબ્દો જેટલો મનુષ્યજાતના હૃદયને સંતોષ પમાડતો નથી.

**આ આદિમાં** આપણે બધી વસ્તુઓનું મૂળ જોઇએ છીએ. "ઉત્પત્તિ"નો અર્થ "શરૂઆત" થાય છે, અને આ પુસ્તકમાં આપણને પદાર્થ, વનસ્પતિ, પ્રાણી, માણસ, પાપ, યજ્ઞ, સાંસારિક સુધારા, ઇસ્રાએલીઓ સાથે ઇશ્વરના કરાર અને ઉદ્ધારની શરૂઆતો આ પુસ્તકમાં મળે છે. ખરેખર તે અલૌકિક પુસ્તક છે! "શાસ્ત્રનાં બાકીનાં પુસ્તકોમાં જે બાબતોનો ખુલાસો વિસ્તારથી કરાય છે, તે બધીનો ઉત્પત્તિના પુસ્તકમાં સમાવેશ થાય છે," એમ જે કહેવામાં આવ્યું છે તે વાજબી છે. જે સર્વ આવવાનું છે તે સર્વનાં મૂળ અત્રે આપણને માલમ પડે છે. જો આપણે ઉત્પત્તિના પુસ્તકનો આંતરિક મર્મ સમજવા ઇચ્છતા હોઇએ તો તે પ્રકટીકરણના પુસ્તકમાં મળશે.

**૧૦. પહેલો જમાનો.—આદમથી નૂહ સુધી.** અહિં માણસની ઉત્પત્તિની વાત આવે છે. પ્રથમ તે નિષ્પાપી હતો, પણ જે કસોટીમાં તેને લાવવામાં આવ્યો તેમાં તે નિષ્ફળ થયો, અને પ્રભુની આજ્ઞા તોડી. પાપી હોવાથી તે દેવના મુખ આગળથી સંતાય છે, અને તેના સ્વર્ગીય પિતાને તેને શોધી કાઢવો પડે છે. દેવ જે પવિત્ર છે, અને માણસ જે પાપી છે, તેઓની વચમાં પાપથી આડ બંધાઈ. ત્યારેજ દેવ ઉદ્ધારનું કાર્ય શરૂ કરે છે; અને ઉત્પ. ૩; ૧૫ માં પાછલા દિવસોમાં પ્રભુ ઇસુથી પુરૂં થનાર ઉદ્ધારનું પ્રથમ વચન આપણે વાંચીએ છીએ. વળી આ જમાનામાં પહેલો યજ્ઞ માલમ પડે છે, અને તેમાં પણ દ્વેષનું પૂર્ણ ફળ જે ખૂન છે, તે આપણે જોઇએ છીએ. માણસ ભ્રષ્ટ થઇને નિષ્ફળ નીવડયું, અને માણસ કેવું વર્તન ચલાવે છે તે દેવ આકાશમાંથી જુએ છે, એવું લખેલું છે. "અને યહોવાહે જોયું કે માણસની ભુંડાઇ પૃથ્વીમાં ઘણી થઇ; ને તેઓનાં હૃદયના વિચારની હરેક કલ્પના નિરંતર ભુંડીજ છે" (ઉત્પ. ૬ ; ૫). તે દિવસથી આજ લગી જોવામાં આવે છે કે જ્યારે માણસો પોતાની મતિ પ્રમાણે વર્તવા સ્વતંત્ર મૂકાય છે ત્યારે આ સ્થિતિ ફરી બને છે; ને સર્વ વિધર્મી લોકો તેનો પ્રત્યક્ષ દાખલો છે.

**આ જમાનાનાં મુખ્ય પાત્રો.**—આદમ અને હવા, કાઇન અને હાબેલ, હનોખ જે "દેવની સંઘાતે ચાલ્યો ને તે અણદીઠ થયો, કેમકે દેવે તેને લઈ લીધો," નુહ અને તેના ત્રણ પુત્રો—શેમ, હામ અને યાફેથ છે.

**૧૧. બીજો જમાનો.**—આ નુહથી ઈબ્રાહીમ સુધી ચાલે છે. તે વખતે જે મનુષ્યજાત હતી તેઓનો સમૂળગો નાશ દેવ કરે છે, અને નુહથી નવીજ શરૂઆત કરે છે. અત્યાર સુધી જે દેશજાતિઓ વિષે આપણે જાણીએ છીએ, તે સઘળી ફ્રાત નદી પાસેના મેદાનમાં રહેતી હતી, અને આધુનિક શોધખોળ શાસ્ત્રની આ વાતને ટેકો આપે છે. જળપ્રલયથી આખી પૃથ્વી ઢંકાઇ ગઇ, તેમ માનવાની જરૂર નથી. પણ જે જળપ્રલયથી નુહ અને તેના કુટુંબ સિવાય બાકીની દેશજાતિઓનો નાશ થયો તે "માણસોએ વસાવેલી દુનીઆ" પર થયો હતો. દેવની ચેતવણી પ્રમાણે નુહ વહાણુ બાંધે છે, અને તેમાં પેસે છે. વરસાદ પડે છે, અને જળનિધિના ઝરા ફુટી નીકળે છે, અને જમીન પર ફરી વળે છે. આખરે વરસાદ બંધ પડે છે, રેલનું પાણી સુકાઇ જાય છે. અને નુહ એક કાગડાને બહાર મોકલે છે. તે પાછો ફર્યો નહિ. પછી તે એક કબુતરને મોકલે છે. તે આશ્રય ન મળવાથી પાછું ફરે છે. સાત દિવસ પછી તે બીજું કબુતર મોકલે છે. તે જીતવૃક્ષનું એક પાંદડું ચાંચમાં લઇને પાછું આવે છે. ત્રીજી વખતે તે એક કબુતરને મોકલે છે, પણ તે પાછું ફરતું નથી. પછી વખતાનુસાર આર્મીન્યાના આરારાટ પર્વત પર થોભેલા વહાણુમાંથી નુહ બહાર નીકળે છે.

૧૨. હવે નુહ જે યજ્ઞ કરે છે તેની સુંદર વાર્તા, અને પૃથ્વી પર ફરી જળપ્રલય ન મોકલવાનું દેવનું વચન આવે છે. આ વચનને મેઘ-ધનુષ્યની નિશાનીથી ટેકો મળે છે. ખચીત આ વખત પહેલાં પણ મેઘધનુષ્ય હતું, પણ આ વેળા દેવ પાપી માણસ પ્રત્યે પોતાની દયા બતાવવાના ચિન્હ તરીકે તેનો ઉપયોગ કરે છે.

**૧૩. બાબેલનો બુરૂજ.**—ઉત્પ. ૧૦; ૧-૩૨ સંભાળપૂર્વક વાંચવાથી જણાશે કે, આ જમાનામાં સાંસારિક સુધારાનો પ્રચાર થાય છે, કુળપતિ નુહના વંશજો શહેરો બાંધે છે, અને પ્રજાઓ સ્થાપે છે. પણ મનુષ્યના હૃદયનું ભુંડાઇ પ્રત્યેનું વલણ ફરી જણાઇ આવે છે, અને

નુહના વંશજોનાં મન પોતાનાં કાર્યના અભિમાનથી ભરાઈ જાય છે. પછી બાબેલના બુરૂજની વાત આવે છે, જેમાં આપણે આ અર્થભરેલા શબ્દો વાંચીએ છીએ કે, "તેઓએ કહ્યું કે, ચાલો, આપણે બાંધીએ." દેવે આનો પ્રત્યુત્તર આપ્યો, "ચાલો, આપણે ઉલટાવીએ." માણસનું અભિમાન હલકું કરાયું અને ગુંચવાડામાં નંખાયું. તેથી મનુષ્યજાત વિખેરાઈ ગઇ અને તેઓનાં હ્રદયોની કલ્પનાઓ નષ્ટ થઈ. આ પ્રમાણે બીજી વખતે માણસ નિષ્ફળ થાય છે, અને સત્ય જાળવી રાખવા સારૂ માણસ સાથે બીજી કોઈ જાતના વર્તનની જરૂર છે. આ ત્રીજી શરૂઆત ત્રીજા જમાનામાં આવે છે; તે વિષે અમે હવે પછીના પાઠમાં કહીશું.

## સવાલો.

૧. ઉત્પત્તિ ૧ : ૧ કરતાં પણ આગળનો વખત યોહાનની સુવાર્તા કેવી રીતે દર્શાવે છે, એ જણાવો.

૨. ઉત્પત્તિના પુસ્તકમાં કઇ કઇ શરૂઆતો આપણે જોઇએ છીએ?

૩. આજ્ઞાના ઉલ્લંઘન કર્યાં પછી માણસ દેવ સાથે કેવી રીતે વર્તે છે?

૪. ઉદ્ધાર સંબંધીની વાત પ્રથમ કયાં મળી આવે છે?

૫. શાસ્ત્રના ઇતિહાસના પહેલા જમાનામાં ભાગ લેનાર મુખ્ય માણસોનાં નામ આપો.

૬. જળપ્રલય પહેલાં માણસની નૈતિક સ્થિતિ વિષે ઈશ્વરી અભિપ્રાય શો હતો, તે જણાવો.

૭. શાસ્ત્ર પ્રમાણે મનુષ્યજાતની શરૂઆત કયા દેશમાં થઈ?

૮. વહાણ બાંધવા સંબંધી અને જળપ્રલય સંબંધીની વાત કહો.

૯. બીજા જમાના દરમિયાન સાંસારિક સુધારા સંબંધી શું કહી શકીએ? તેનું મહત્ત્વ શી રીતે જણાયું?

૧૦. માણસજાતના વિખેરાવા સંબંધીની હકીકત આપો.

૧૧. ધાર્મિક દૃષ્ટિથી જોતાં માણસજાતની પહેલી અજમાયસ કરતાં બીજી અજમાયસ વધારે ફળવંત હતી શું?

# પાઠ ૩ જો.

## ઈબ્રાહીમથી યાકુબ સુધી.

**જુનો કરાર—ત્રીજો જમાનો.**

**આગેવાન પુરૂષો.**

**ઈબ્રાહીમ.**—કાસદીઓના ઉરમાં રહેતો હતો. દેશ, ઘર, અને સગાંને છોડી વચનના દેશ કનાનમાં જવાને દેવે તેને તેડયો (ઉત્પ. ૧૨; ૧ થી ૨૫; ૧૧ સુધી).

**ઈસ્હાક.**—ઇબ્રાહીમનો પુત્ર (ઉત્પ. ૨૧). અર્પણ તરીકે રજુ કરાયો (ઉત્પ. ૨૨; ૧–૧૯). રિબકાહને પરણ્યો (ઉત્પ. ૨૪).

**એસાવ.**—ઇસ્હાકનો પુત્ર, પોતાનું જ્યેષ્ઠપણું પોતાના ભાઇને વેચી દીધું (ઉત્પ. ૨૫; ૨૭-૩૪).

**યાકુબ.**—ઇસ્હાકનો પુત્ર. જે પર એસાવનો દાવો હતો એવો પોતાના બાપનો છેલ્લો આશીર્વાદ યુક્તિથી મેળવે છે (ઉત્પ. ૨૭; ૧–૪૫). વહુની શોધમાં મુસાફરી કરે છે, અને પરણે છે (ઉત્પ. ૨૮; ૧૦થી ૩૧; ૧૬). પાછો ફરે છે, અને એસાવ તેને માફી બક્ષે છે (ઉત્પ. ૩૧; ૧૭ થી ૩૩; ૨૦). તેનું નામ બદલી ઇસ્રાએલ પાડવામાં આવ્યું, અને તે ઇસ્રાએલી પ્રજાનો પુર્વજ થયો (ઉત્પ. ૩૫; ૯–૧૫). તેને બાર પુત્રો હતા; તેઓ ઇસ્રાએલનાં બાર કુળોના વડા થયા (ઉત્પ. ૩૫; ૨૩-૨૭).

**વખત.**—ઇ. સ. પૂ. ૧૯૨૮ થી યુસફના જન્મ ઇ. સ. પૂ. ૧૭૫૨ સુધી.

**જગ્યાઓ.**—કાસદીઓનું ઉર, કનાન, મિસર.




**બનાવોનો સાર.**—ઈબ્રાહીમથી માંડીને માણસ પ્રત્યે વર્તવાની જે રીતિ દેવ શરૂ કરે છે તે લગભગ બે હજાર વર્ષ સુધી ચાલે છે. જો કે મિસરમાંથી નીકળ્યા તે પહેલાં પ્રજાકીય જીવન ચાલુ થયું નહિ, છતાં

ઈબ્રાહીમના કુટુંબને જુદું પાડયું, ત્યારથીજ ખરી રીતે જોતાં પસંદિત પ્રજાની શરૂઆત થઇ.

## ઇબ્રાહીમ વિશ્વાસીઓનો પિતૃ.

**૧૪. શાસ્ત્રમાં ઘણાં જીવનચરિત્રો આવે છે.**—જો તમને કુળપતિઓની હકીકત માલમ હોય તો ઉત્પત્તિના પુસ્તકનો સૌથી સારો ભાગ તમને આવડશે. વળી જો તમે મુસા, યહોશુઆ, ગિદઓન, શમૂએલ અને દાઉદની વાતો જાણો તો નિર્ગમનથી ૨ શમૂએલ સુધીનો ઇસ્રાએલનો ઇતિહાસ તમને સારીપેઠે આવડશે. આ કારણથી શાસ્ત્રનાં જીવનચરિત્રો આ પાઠોમાં લંબાણથી વર્ણવ્યાં છે.

**૧૫. ઈબ્રાહીમ.**—જગતના ઇતિહાસમાંના મહાન પુરૂષોમાં ઇબ્રાહીમ એક પ્રસિદ્ધ પુરૂષ છે. જે લોકોની મારફતે આપણને લગભગ આખું પવિત્ર શાસ્ત્ર (વહાલા વૈદ લુકના લખેલા ભાગ સિવાય) પ્રાપ્ત થયું છે, તે યહુદી લોકોનો પૂર્વજ તે હતો. આ કંઈ નાની પ્રતિષ્ઠા નથી. એ કરતાં પણ વધારે મોટી એક વાત છે, એટલે જગતના ત્રાતા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો તે પૂર્વજ હતો.

**૧૬. ઇબ્રાહીમ અને તેનું તેડું.**—કાસદીઓના ઉર મધ્યે પોતાના પિતાના ઘરમાં તેનું તેડું થયું. કઈ રીતે તે તેડું આવ્યું તે ચોકસ કહેવામાં આવ્યું નથી. તે આંતરિક તેડું હશે; હાલના દિવસોમાં પણ જેમ વિશ્વાસ કરનારાઓને મળે છે તેવું હશે. યાદ રાખો કે, ઇબ્રાહીમના બાપદાદા મૂર્તિપૂજક હતા, અને જે દેશમાં તે રહેતો હતો તે દેશના સર્વ લોકો પણ ચુસ્ત મૂર્તિપૂજક હતા.

તેડું બે પ્રકારનું હતું. તે "ફલાણું મુકવાનું" અને "ફલાણામાં જવાનું" તેડું હતું. ઘર, કુટુંબ અને ધર્મની આગલી સ્થિતિ મુકવાનું અને દેશ, નીતિ અને ધર્મ સંબંધી જુદા અસ્તિત્વમાં જવાનું હતું.

આ તેડું તેણે એકદમ અંગીકાર્યું અને ક્યાં જવાનું હતું તે જાણ્યા વગર નીકળી પડયો. પોતાના પિતાના મરણ લગી તે હારાનમાં રોકાયો. પછી તે આગળ વધ્યો. કઈ દિશામાં જવું, તે સંબંધી તેણે

થી રીતે જાણ્યું, તે આપણને કહેવામાં આવ્યું નથી. જેમ એક દેશથી બીજા દેશમાં જનારૂં પક્ષી આંતરિક પ્રેરણાથી અજાણ્યે પણ આખરે ખરે રસ્તે જાય છે તેમ તે આગળ વધતો ગયો હશે.

**૧૭. ઇબ્રાહીમ અને વચનનો દેશ.**—આખરે ઇબ્રાહીમ શખેમમાં આવે છે, અને ત્યાં પહેલીવારજ દેવ તેને કહે છે કે, જે દેશ વિષે હું બોલ્યો હતો, તે આ છે. તે દેશમાં ત્યાં પહેલીજ વાર ખરા દેવની ભક્તિને સારૂ વેદી બાંધવામાં આવી. તે દિવસથી આજ લગી તે દેશ અને તે પસંદિત લોકો મધ્યે ગાઢ સંબંધ રહ્યો છે, અને જગતના અંત સુધી રહેશે.

**૧૮. ઇબ્રાહીમ અને મિસર.**--દુષ્કાળને લીધે ઇબ્રાહીમ મિસરમાં ગયો હતો. આમાં તે ઈશ્વર તરફથી દોરવામાં આવ્યો હોય એવું લાગતું નથી, કારણ કે ત્યાં તે સંકટમાં આવી પડયો, અને મિસરમાં દેવનું દર્શન તેને થયું નહિ. તે વચનના દેશમાં પાછો ફર્યો અને "જે ઠેકાણે તેણે પહેલાં વેદી બાંધી હતી," ત્યાં દેવને સારૂ ફરી વેદી બાંધી ત્યાં લગી દેવનું દર્શન તેના સેવકને ફરી થયું નહિ (ઉત્પ. ૧૩ ; ૧-૧૮).

**૧૯. ઇબ્રાહીમ અને લોટ.**—લોટ ઇબ્રાહીમનો ભત્રિજો થતો હતો. તેનો સ્વભાવ તેના કાકાના કરતાં બહુજ જુદો હતો. ઇબ્રાહીમનો ઉમદા સ્વભાવ સમજવા સારૂ તેના લોભી ભત્રિજા સાથેની તેની વર્તણુક તપાસો. તે દેશમાં બે ટોળાંનું પોષણ થઇ શકે નહિ માટે તે લોટને પહેલી પસંદગી કરવા દે છે; અને કહે છે કે, લોટ જે પડતું મૂકશે તે હું લઈશ. આ "દૈહિક માણસ"ની રીત નથી. જો લોટમાં લેશ માત્ર સભ્યતા હોત તો તે પોતાના કાકાની ઉદારતાનો લાભ લેવા ના પાડત, પણ તે સભ્ય ન હતો, તેથી લેવાય તેટલો મનગમતો દેશ તેણે કબજે કર્યો. આથી આખરે લોટનું ઘણુંજ નુકશાન થયું. લોટના જીવનક્રમનાં પગથીઆં એક પછી એક જોવાથી બોધ મળશે. પ્રથમ તેણે સદોમની "ગમ" પોતાનો તંબુ નાખ્યો, પછી આપણે તેને સદોમ"માં" જોઇએ છીએ. પછી તે સદોમની "ભાગળમાં" બેસે છે—એટલે કે, એ શ્રાપિત નગરમાં તે એક મુખ્ય માણસ થઇ પડે છે. ચાર રાજાઓથી સદોમનો પરાજય

થયો, તેમાં તેને આવી પડેલો જોઇએ છીએ. તેના કાકાએ તેને છોડાવ્યો તે પછી પણ પાછો તેજ શહેરમાં તે જાય છે, અને આખરે એક પાઇ સાથે લીધા વિના શહેરના નાશમાંથી તેને નાસી છૂટવું પડે છે. આપણે ૨ પીતર ૨ ; ૭ માં વાંચીએ છીએ કે, લોટ સદોમીઓની અશુદ્ધ ચાલથી દુ:ખી હતો. પણ અફસોસની વાત છે કે, પોતાના ઘરખટલાસહિત સદોમમાંથી તે વહેલો નીકળ્યો નહિ. જો તે લોકોની ભુંડી ચાલથી તે ખરેખરો દુ:ખી થયો હોત, તો તે એમજ કરત.

વળી ઉત્પત્તિના ૧૪મા અધ્યાયમાં બતાવ્યા પ્રમાણે જ્યારે ઇબ્રાહીમે રાજાઓ પર જીત મેળવી હતી, તે વખતની તેની વર્તણુક સદોમમાંથી એક દોરી કે જોડાની વાધરી લેવાની ના પાડતાં તે કેવો ઉમદા દેખાય છે? તે વખતના લડાઇના નિયમ પ્રમાણે સઘળી લૂટ તેની હતી. પરંતુ તે તેને અડકયો સરખો પણ નહિ. યાદ રાખો કે સોનેરી નિયમ આપવામાં આવ્યો તે પહેલાં ૨૦૦૦ વર્ષ પર આ બીના બની, ને તેનો કેવો ઉમદા નમુનો ઇબ્રાહીમ અત્રે આપે છે. હાલના જમાનામાં લડાઇ વખતે હાથમાં આવે તેટલું પચાવી પડતાં લશ્કરો અને ઇબ્રાહીમમાં કેટલો બધો તફાવત છે! પ્રભુ ઇસુ સોનેરી નિયમ બોલ્યો ત્યાર પછી લગભગ ૨૦૦૦ વર્ષ વિતી ગયાં છે. ખ્રીસ્તના જેવા કોણ કહેવાય, ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ પર ઇબ્રાહીમ કે ઇ. સ. ૨૦૦૦માંના આપણે?

**૨૦. ઇબ્રાહીમ અને હાગાર.**—ઇબ્રાહીમ કંઈ સંપૂર્ણ નિષ્કલંક માણસ ન હતો. તેણે મિસરમાં પાપ કર્યું (ઉત્પ. ૧૨ ; ૧૦-૨૦), અને ઉત્પ. ૨૦ ; ૧–૧૬ માં બતાવ્યા પ્રમાણે ફરીથી પણ કીધું. વળી તેને પુત્ર થશે તે સંબંધીના દેવના વચન વિષે તેનો વિશ્વાસ મંદ થતો જણાય છે. તેથી તે સારાહની સૂચના પ્રમાણે હાગારને લે છે (ઉત્પ. ૧૬). આ સંબંધી તેનો ન્યાય કરતાં આપણે ધ્યાનમાં રાખવું કે, પછીના કાળમાં દેવની ઈચ્છાના પ્રકટીકરણમાં જે વધતું અજવાળું આવ્યું તે તેને મળ્યું ન હતું. પછી ઇશ્માએલ જનમ્યો. જોવા જેવું એ છે કે ઇશ્માએલ જે "વચનનો છોકરો" ન હતો તેનાથી પાછલા દિવસોમાં મહમદ આવ્યો; અને તેજ મહમદ ઇબ્રાહીમના "વચનના છોકરા" ઇસ્હાકના વંશમાંથી આવેલા ઇસુ ખ્રીસ્તનો મોટો પ્રતિસ્પર્ધી થયો હતો.

**૨૧. ઈબ્રાહીમ અને ઈસ્હાક.**—ઇસ્હાકના અર્પણ સંબંધી દેવની આજ્ઞા વિષે સમજવા સારૂ કનાનમાં તે વખતના રીતરિવાજો ધ્યાનમાં લેવા જોઈએ. તે દેશમાંથી ખોદી કાઢેલા પુરાતન લેખો પરથી આપણે જાણીએ છીએ કે ત્યાંના દેવોની સેવામાં મનુષ્યવધ થતો હતો. આ યાદ રાખતાં આ આજ્ઞાથી દેવ પોતાના દાસને બે વાત શિખવવાનો ઇરાદો રાખતો હતો એમ સમજીએ છીએ. પહેલી એ કે બધા મનુષ્યવધો દેવની દૃષ્ટિમાં ધિક્કારપાત્ર છે; અને બીજી એ કે આજ્ઞાંકિતપણું કંઈ પણ આનાકાની વિનાનું હોવું જોઇએ. ઈસ્હાકનો વધ કરવામાં આવે એવી દેવની મરજી બિલકુલ ન હતી. હકીકત પરથી આ ખુલ્લું દેખાય છે. દેવની આજ્ઞા માત્ર ઇબ્રાહીમના પૂર્ણ આજ્ઞાપાલનની "પરીક્ષા" કરવા માટે હતી. આ કસોટીથી તે યોગ્ય માલમ પડયો. દેવની આજ્ઞાનું શું કારણ છે, તે જો કે તે જાણી શકયો નહિ, છતાં અંત સુધી તે તેના પર વિશ્વાસ રાખવાને ખુશી હતો. પછી દેવે તેને જણાવ્યું કે ઇસ્હાકનું અર્પણ કરવાનું ન હતું, અને ઇસ્હાકની જગ્યાએ અર્પણને સારૂ ઘેટું આપ્યું.

ઇસ્હાક માટે સ્ત્રી મેળવવા સંબંધીની વાત ખરેખરી પૂર્વ તરફના દેશોની રીત પ્રમાણેની છે. પણ યાદ રાખો કે, તેની સાથે પ્રાર્થના કરવામાં આવી, અને તેનું પરિણામ ઘણું સારૂં આવ્યું.

**૨૨. ઈબ્રાહીમ અને સદોમ.**—અહિં પણ આ માણસને ભવ્ય પ્રકાશમાં આપણે જોઇએ છીએ. સદોમ તદન નાલાયક હોવા છતાં ઇબ્રાહીમ તેને માટે આજીજી કરે છે. પણ આખા સદોમમાં દસ ન્યાયી માણુસ મળી શકે તેમ ન હતું. લોટનું કુટુંબ તેના ઠઠ્ઠા કરવા લાગ્યું, અને તેની ચેતવણી પ્રત્યે લક્ષ રાખવાને ના પાડી. આ પ્રસંગે યાદ રાખવા જેવું એ છે કે, "દેવે ઈબ્રાહીમનું સ્મરણ કીધું, ને જ્યાં લોટ રહેતો હતો, તે નગરનો નાશ કીધો, તે વારે તે નાશ મધ્યેથી તે લોટને બહાર કાઢી લાવ્યો" (ઉત્પ. ૧૯ ; ૨૯). લોટની સૌથી મુલ્યવાન પુંજી તે સદોમમાંની તેની માલમિલ્કત ન હતી, પણ તે દુષ્ટ શહેરથી દૂર રહેતા તેના ભક્તિશીળ કાકાની મિત્રાઇ તેજ તેની ખરી પુંજી હતી. એવીજ રીતે કોઇ પણ હાલના નગરનો ખરો વૈભવ તેની સ્થાવર ને જંગમ મિલ્કતમાં નથી, પણ તેની મધ્યે વસતા ખરા ભકિતમાન લોકોમાં છે.

**૨૩. ઇબ્રાહીમ અને માખ્પેલાહ.**—કનાનમાં ઇબ્રાહીમના ગાઢ સંબંધમાં આવતી બે જગ્યાઓ છે. આ જગ્યાઓ શખેમ, જ્યાં તેણે પ્રથમજ જાણ્યું કે, હવે હું "તે દેશ"માં છું, અને માખ્પેલાહ જ્યાં તેણે સારાહને દાટી અને જ્યાં તે પોતે પણ દટાયો, તે હતી. અહિં ઇસ્હાક, યાકુબ, રિબકાહ અને લેઆહ પણ દટાયાં (જુઓ ઉત્પ. ૨૫; ૯: ૪૯; ૩૦: ૫૦; ૧૩). આ ઐતિહાસિક કબરસ્થાનમાંથી તેઓનાં શબ કોઇ દહાડે મળી આવે તે તદન અસંભવિત નથી. એથી પણ ભારે અજાયબ જેવી વાતો બની છે.

## સવાલો.

૧. શાસ્ત્રમાં શાનું વિશેષ વર્ણન આવે છે?
૨. દાઉદ સુધીની જુના કરારની મહાન વ્યક્તિઓનાં નામ લખી આપો.
૩. કઇ બે બાબતોમાં ઇબ્રાહીમ ઐતિહાસિક મહાન પુરૂષોમાં લેખવવા યોગ્ય હતો?
૪. ઇબ્રાહીમનું તેડું બે પ્રકારનું હતું તે સમજાવો.
૫. પોતાના પિતાને ઘેર ઇબ્રાહીમ ધર્મ સંબંધી કેવી સ્થિતિમાં હતો?
૬. ઇબ્રાહીમે પ્રથમ કયાં જાણ્યું કે હવે હું "તે દેશ" માં છું?
૭. ત્યાં તેણે પ્રથમ શું બનાવ્યું?
૮. દેવે ઇબ્રાહીમને મિસરમાં જવાને સૂચવ્યું નહિ એમ આપણે શા પરથી કહી શકીએ?
૯. લોટના સંબંધમાં કુળપતિએ કેવાં લક્ષણો બતાવી આપ્યાં?
૧૦. હાગાર સંબંધીની વાતમાં ઇબ્રાહીમનો વિશ્વાસ કેવી રીતે નિસ્તેજ માલમ પડે છે?
૧૧. ઇસ્માઇલના વંશજોમાંનો એક પ્રસિદ્ધ પુરૂષ થયો તે કોણ હતો, અને એ શું સૂચવે છે?
૧૨. સદોમના પરાજય વખતે લોટ પોતાના છુટકારા માટે કોનો આભારી હતો?
૧૩. માખ્પેલાહની ગુફામાં કોણ કોણ દટાયાં?

# પાઠ ૪ થો.

## યુસફ.

જુનો કરાર—ત્રીજો જમાનો ( ચાલુ ).

**મુખ્ય પુરૂષ—યુસફ.**—યાકુબનો પુત્ર. માનીતો દીકરો (ઉત્પ. ૩૭; ૩ ), અને સ્વપ્નપતિ (ઉત્પ. ૩૭; ૫-૧૧). તેના ભાઇઓ તેને ધિક્કારે છે, અને મિસરમાં વેચી દે છે ( ઉત્પ. ૩૭; ૧૨-૨૮ ). ગુલામ, પણ માન પામ્યો; પછી બંદીખાનામાં નંખાયો (ઉત્પ. ૩૯; ૧-૨૦). ફારૂનના સ્વપ્નનો અર્થ બતાવવાથી તેને બહુ માન મળ્યું, અને ફારૂનનો મુખ્ય પ્રધાન બન્યો ( ઉત્પ. ૪૦ થી ૪૧; ૪૫). દુકાળને માટે મિસરમાં અનાજ ભરી રાખ્યું; ખોરાકની શોધમાં મિસર તરફ મુસાફરી કરી આવેલા તેના ભાઇઓની ગરજો પુરી પાડી; અને આખરે પોતાના પિતાના કુટુંબને મિસરમાં રહેવા તેડયું ( ઉત્પ. ૪૨; ૧ થી ૪૭; ૧૨ ).

**બીજા પુરૂષો.**—મિસરનો રાજા, ફારૂન. પોટીફાર, ફારૂનનો એક અધિકારી અને ગુલામ યુસફનો ધણી. યુસફની સાથે કેદમાં પુરેલા ફારૂનનો ભઠીઆરો અને પાત્રવાહક, જેઓ યુસફની ઉન્નતિમાં પરોક્ષ સાધનભૂત હતા. યુસફનો પિતા યાકુબ; અને યુસફના ભાઇઓ જેઓએ તેને મિસરમાં વેચ્યો.




**વખત.**—ઈ. સ. પૂ. ૧૭૫૨ થી ઇ. સ. પૂ. ૧૬૪૩ સુધી.

**જગ્યાઓ.**—પાલેસ્ટાઇનમાં દોથાન. મિસર.

**બનાવોનો સાર.**—યુસફે પોતાના બાપ તથા ભાઇઓને તેઓના કુટુંબસહિત તેના ભરપુરપણામાં ભાગીઆ થવા સારૂ મિસરમાં તેડયા તેથી હેબ્રી પ્રજા તેના આગેવાનના આશ્રા હેઠળ મિસરમાં સ્થાપવામાં આવી. કોમ તરીકે મિસરમાં તેઓનો નિવાસ લાંબો થયો; અને તેઓ મિસરી રાજાના અંકુશ હેઠળ આવ્યા ( નિર્ગ. ૧; ૮-૧૪).

## યુસફ—કેદી અને મુખ્ય પ્રધાન.

અહિં આપણને એક અદ્‌ભુત પુરૂષ માલમ પડે છે. યુસફની જીંદગીના બે ભાગ પાડી શકાય; પહેલો તેની દીનાવસ્થા અને બીજો તેની ઉન્નતિ.

**૨૪. યુસફની દીનાવસ્થા.**—(ઉત્પ. ૩૭, ૩૯ અને ૪૦), તેને તેના બાપના માનીતા તરીકે અને તેના પક્ષપાતી બાપે આપેલા પોશાકથી વિશેષ લાડકવાયો એવો આપણે તેને પ્રથમ જોઇએ છીએ. આથી તેના ભાઈઓ તેની અદેખાઇ કરે છે. તેને આવેલાં સ્વપ્નો તેઓને કહેવાથી આ અદેખાઈ પ્રબળ થઈ. આ સ્વપ્નોથી તેની ભવિષ્યની માનવૃદ્ધિ ખુલ્લી દેખાઇ આવી, પણ તેથી તેઓ ગુસ્સે થયા. તેના બીજા સ્વપ્નથી તેનો બાપ પણ નારાજ થતો જણાય છે (ઉત્પ. ૩૭; ૧૦). હવે તેના નિર્દય ભાઈઓનું દોથાનમાં રચેલું ક્રુર કાવતરૂં આવે છે, પણ પ્રભુના કરવાથી તે પૂર્ણ સફળ થતું નથી. તેઓનો ખાસ હેતુ તેને દૂર કરવાનો અને તેના સ્વપ્નનું શું થાય છે તે જોવાનો હતો.

**૨૫.** દેવના ઠરાવો અને માણસના વિચારો, આ સત્તર વર્ષના છોકરા સંબંધી ખુલ્લેખુલ્લા જણાઇ આવે છે. જ્યારે દેવ તેના પોતાના લોકના કલ્યાણાર્થે તેને કામમાં પરાક્રમી બનાવવાનો ઇરાદો રાખે છે ત્યારે માણસો તેને મારી નાંખવાનો ઇરાદો કરે છે. આ બન્ને ઠરાવ સાથે પાર પડી શકે નહિ. કયો ઠરાવ સફળ થશે? આ વાર્તામાં ઇશ્વરી ઠરાવોની સફળતા અને માણસના ઠરાવોની નિષ્ફળતા અજાયબ રીતે ખુલ્લી કરવામાં આવે છે.

**૨૬. યુસફ ગુલામ થાય છે.**—ભાઇઓ યુસફ વિષે પોતાનો ઠરાવ બદલે છે અને મિદ્યાની મુસાફરોને વેચે છે. તેઓ ત્યાર પછી તેને મિસરમાં લઈ જાય છે અને ફારૂનના દરબારના પોટીફાર નામના એક અધિકારીને વેચે છે. યુસફ બધી વાતોમાં એવો વિશ્વાસુ જણાયો કે તેથી તે પોટીફારના ઘરનો કારભારી બને છે (ઉત્પ. ૩૯; ૬). પોટીફારે તેને ખરીદ્યો તેને માટે માઠું લગાડવાને બદલે તે ઘણી ધીરજથી પોતાનું દુ:ખ સહન કરે છે. અને બહાદુરીથી પોતાની ફરજો અદા કરે છે.

**૨૭. યુસફ બંદીખાનામાં.**—તેનો વાંક ન હોવા છતાં ફરીથી તેની અધોગતિ થાય છે. તે કેદખાનામાં નંખાય છે. તેનો વાંક ન હતો એટલુંજ કહેવું બસ નથી પણ પોતાના ધણી પ્રત્યેના વિશ્વાસુપણાથી તેના પર શરમ ભરેલો દોષ મુકવામાં આવ્યો અને તેને કેદખાનામાં નાંખવામાં આવ્યો. અહિં પણ તેણે પોતાના કર્તવ્યની વફાદારી છોડી નહિ. આ કારણથી ફરીને તેના ઉપર ભરોસો રાખવામાં આવે છે, અને તેને કેદખાનાનો ઉપરી બનાવે છે (ઉત્પ. ૩૯; ૨૨, ૨૩). પણ આ બધી બિનાઓ બની તે અરસામાં યુસફ વિષે દેવના ઠરાવોનું શું થયું? શું આ ઠરાવો નિષ્ફળ થવાના હતા? 'સમયની સંપૂર્ણતા' સુધી જરા થોભો, અને પછી ઇશ્વરના ઠરાવો કેવી રીતે પરિપકવ થઇ સંપૂર્ણ કરાય છે તે જુઓ. યુસફની અજાયબીભરેલી ઉમદા પ્રકૃતિ તરફ ધ્યાન ખેંચો. બંદીખાનામાં પાત્રવાહક અને ભઠીઆરાના ઉદાસ ચહેરા તે કેવી રીતે પારખી કાઢે છે, અને તેઓના દુ:ખમાં ભાગ લઇ તેઓને મદદ કરવાનો કેવો યત્ન કરે છે તે ધ્યાનમાં લો. જેમ ઇબ્રાહીમના સંબંધમાં જોયું તેમ અહિં ફરીથી આપણે સોનેરી નિયમ જે લાંબી મુદત પર કહેવામાં આવ્યો હતો તેનો નમુનો જોઇએ છીએ. જો યુસફ હાલનાં કેટલાંક માણસના જેવો હોત, તો તેણે પાત્રવાહક અને ભઠીઆરો મિસરી હોવાથી તેઓ પર પોતાનું વેર વાળ્યું હોત. તેણે એમ કહ્યું હોત, કે "આ મિસરીઓએ મારો કંઈ વાંક ન હોવા છતાં મને ગુલામ બનાવ્યો છે, અને કેદમાં પુર્યો છે. હવે મારો લાગ આવ્યો છે અને તેમનું વેર હું લઈશ." પણ એવા દુષ્ટ વિચારો તેના મનમાં પેઠેલા જણાતા નથી. ઈશ્વર પ્રત્યે તેનો દઢ વિશ્વાસ અને પોતાની ફરજો અદા કરવાનું ગમે તેવું કઠણ હોય તોપણ તે વિષે તેની જાથુ વફાદારી ધ્યાનમાં લેવા જોગ છે.

**૨૮. યુસફની માનવૃદ્ધિ.**—તે એકાએક પ્રાપ્ત થાય છે. જો કે આ વાર્તા જાણીતી છે તોપણ પાઠ શીખતી વખતે વિદ્યાર્થીઓએ ઘણીજ સંભાળથી તેને ફરીથી ધ્યાનપૂર્વક વાંચવી. ફારૂન એકદમ એક કેદીને મુખ્ય પ્રધાન બનાવે છે તે જો તમને અસંભવિત લાગતું હોય તો ધ્યાનમાં રાખો કે, પશ્ચિમ તરફના દેશોની રીતો અને પૂર્વ

તરફના દેશોની રીતોમાં ઘણો ફેર છે. આજ લગી પણ "પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ છે, તે બન્ને કદી ભેગા થશે નહિ," એમ એક કવિ લખે છે. આ પુસ્તક લખનાર જ્યારે પોતાના બાળપણમાં કોન્સન્ટાન્ટીનોપલમાં હતો ત્યારે પૂર્વના રીતરિવાજો જણાઈ આવે એવો એક બનાવ બનેલો તેના સાંભળવામાં આવ્યો. એટલે ત્યાંના સુલતાનનો એક દંતવૈદ્ય હતો. એવું બન્યું કે એક દિવસ આ દંતવૈદ્ય શિકારે ગયો તેવામાં સુલતાનનો એક દાંત દુખવા લાગ્યો. તેણે પેલા દંતવૈદ્યને બોલાવ્યો, પણ તે આવી શકયો નહિ. પછી રાજાના દરબારીઓએ એક ગરીબ અને ભૂખે મરતા દંતવૈદ્યને પકડી આણ્યો. તે મહેલમાં ગયો અને દુઃખતો દાંત તેણે ખેંચી કાઢયો. ત્યાર પછી સુલતાને એકદમ પોતાના દંતવૈદ્યને રજા આપી અને પેલા નવા વૈદ્યને તેની જગ્યાએ રાખ્યો, ને તેને રાજ્યનો 'પાશા' કે ઉમરાવ બનાવ્યો. તેને ભારે પગાર સાથે શહેરમાં એક મહેલ રહેવાને અને બીજો હવા ખાવાને આપ્યો. આ પ્રમાણે એકદમ તે માણસ દીનાવસ્થામાંથી ઉંચાવસ્થામાં આવ્યો અને દારિદ્રતામાંથી ધનવાન સ્થિતિએ પહોંચ્યો. હવે યુસફના સંબંધમાં આપણે દેવના વિચારો ખુલ્લી રીતે પાર પડતા જોઇએ છીએ. પણ આ સઘળી બિનાઓ બનતી હતી તે દરમિયાન તેના ભાઇઓ ધારતા હતા કે, તેમની યુક્તિઓ પાર પડી છે અને સ્વપ્નપતિની કારકીર્દીનો અંત આવ્યો છે, પણ એમ ન હતું. સ્વપ્નપતિની કારકીર્દી તો હમણાંજ શરૂ થાય છે.

૨૮. **પુષ્કળતાનાં સાત વર્ષ.** હવે ઉપલા કેદી માટે માનનાં અને ભારે ઉદ્યોગનાં વર્ષો આવે છે. દેશમાં આમતેમ તે જાય છે અને માપી ન શકાય એટલું અનાજ ભેગું કરે છે. જ્યારે તે જાય છે ત્યારે તેઓ બધા 'નમસ્કાર કરો ને ઘુંટણીએ પડો' એવી બૂમ પાડતા તેની આગળ ધુળમાં સાષ્ટાંગ દંડવત કરે છે. સત્તર વર્ષની વયે તેના ભાઇઓએ તેને વેચી દીધો હતો, તેર વર્ષ સુધી તે ગુલામ કે કેદી બન્યો હતો અને હવે સાત વર્ષ સુધી તે મુખ્ય પ્રધાન થયો છે. દરમિયાન યાકુબ ધારે છે કે, 'મારો પુત્ર મરણ પામ્યો છે.' પણ દેવ આ સઘળાં કંટાળામય વર્ષોમાં પોતાના લોકો માટે તેની આશીર્વાદિત યોજના પાર પાડતો હતો, તેની કલ્પના પણ વૃદ્ધ યાકુબના મનમાં ઉત્પન્ન થઇ ન હતી.

**૩૦. દુકાળનાં સાત વર્ષ.** ફરીથી યુસફ અને તેના ભાઇઓ એકબીજાની સમક્ષ ઉભા રહે છે. ભાઇઓએ તેની દયામણી બૂમ સાંભળી, તેની આજીજીને કાન દીધો નહિ તે વખતથી માંડીને તેઓએ તેને આજ સુધી જોયો નહોતો. આ વીસ વર્ષની અંદર તેનામાં ભારે ફેરફાર થયો હતો, તેથી તેઓ તેને ઓળખી શકયા નહિ. તેઓ પ્રત્યે યુસફની વર્તણુક જરા કઠણ દેખાઇ પણ તે તેઓનો સ્વભાવ જાણતો હતો, માટે તેમનું ભલું કરવા સારૂ તેઓને પ્રથમ નમ્ર બનાવવા માગતો હતો. તેઓ પર દયા કરવા માટે તે સખત થયો અને તેઓને તથા તેઓની રીતોને સુધારવા માટે તેઓમાં જે ખોડ હતી તે દૂર કરવાની જરૂર હતી.

**૩૧. ઈસ્રાએલ મિસરમાં.** દેવે ઈબ્રાહીમને કહ્યું હતું કે, તારાં સંતાન મિસરમાં જશે અને આ ભવિષ્યની વાત હાલ પૂર્ણ થાય છે (ઉત્પ. ૧૫; ૧૩–૧૫). યુસફની જીંદગી દરમિયાન યાકુબના પુત્રોની સ્થિતિ સારી હતી. તેઓને રહેવાને દેશનો સાૈથી સારો ભાગ મળ્યો હતો અને ત્યાં તેઓ શાંતિમાં રહેતા હતા. દેવના ઠરાવો અક્ષરે-અક્ષર પૂર્ણ કરવામાં આવ્યા અને દુષ્ટોની યુક્તિઓ નિષ્ફળ ગઇ. "દેવે માણસના ક્રોધને પણ પોતાની સ્તુતિને અર્થે વાપર્યો છે, અને બાકીનું તેણે અટકાવ્યું છે" (ગીત. ૬૬; ૧૦). યુસફના ભાઇઓ તેની આગળ નમવાને રાજી થયા, અને યાકુબને પણ જણાયું કે ઉત્પ. ૩૭; ૧૦ના પોતાના શબ્દો ડહાપણભરેલા ન હતા. માણસનું જ્ઞાન એ મૂર્ખાઇ જણાય છે અને સાબિત કરવામાં આવે છે કે "દેવનું જે મૂર્ખપણું તે માણસો કરતાં જ્ઞાની છે" (૧ કરીં. ૧; ૨૫).

**૩૨. યુસફનો વિશ્વાસ.** દેવ પોતાના લોકની ખબર લેશે અને યોગ્ય સમયમાં તેમને ઈબ્રાહીમને આપેલા વચનના દેશમાં લાવશે, એવું માનતાં યુસફ જ્યારે મરણપથારી પર પડયો ત્યારે પોતાના લોકો પાસેથી વચન લીધું કે તમે જ્યારે અત્રેથી બહાર કૂચ કરીને જાઓ ત્યારે મારા શબને સ્મરણમાં રાખી વચનના દેશમાં તેને દાટજો. ઘણાં વર્ષો બાદ સ્વતંત્રતાને બદલે જુલમ થાય છે. લોકોની કરૂણાજનક બૂમ દેવને કાને પહોંચે છે. હાલ સુધી યુસફનું શબ કાયમને માટે દફનાવવામાં આવ્યું નહોતું (નિ:સંશય સુગંધીદાર પદાર્થોથી ભરેલું હજી સુધી

રાખવામાં આવ્યું હતું). આ દફનક્રિયા લખ્યા પ્રમાણે સૌથી લાંબો વખત મુલતવી રાખવામાં આવેલી દેખાય છે. આખરે નિર્ગમન આવે છે અને જે વચન યુસફે તેઓની પાસેથી ઘણાં વર્ષો પર લીધું હતું તે તેઓને યાદ આવે છે, અને આ પ્રસંગે તેઓની સાથે તેનું શબ પણ તેઓ લઇ જાય છે, ને ચાળીસ વર્ષ સુધી તેઓ તેને પોતાની સાથે લઇ ફરે છે ને ત્યાર પછી તેઓ તેને વચનના દેશમાં દાટે છે (ઉત્પ. ૫૦; ૨૪–૨૬. નિર્ગ. ૧૩; ૧૯. યહો. ૨૪; ૩૨).

## સવાલો.

૧. યુસફની જીંદગીના કયા બે ભાગ આપણે પાડી શકીએ?

૨. શા માટે તેના ભાઇઓ તેના પર અદેખાઇએ બળતા હતા?

૩. શાથી તેમનો ધિક્કાર પ્રબળ થયો?

૪. યુસફ સંબંધી દેવની અને માણસની યોજના જણાવો.

૫. છેવટે યુસફના ભાઇઓએ તેને શું કર્યું?

૬. મિસરમાં કોના ઘરમાં તે જુવાન રહ્યો?

૭. યુસફે દેવ પરનો વિશ્વાસ ખોયો નહિ અને ફરજ સંબંધીની પોતાની લાગણી ગુમાવી નહિ તેની આપણી પાસે શી સાબિતી છે?

૮. યુસફની ઉન્નતિ એકદમ કેવી રીતે થઇ?

૯. પૂર્વના એક દેશમાં બનેલો આને લગતો એક દાખલો આપો.

૧૦. યુસફનું વેચાણ અને તેના ભાઈઓ અનાજ લેવાને પ્રથમ આવે છે તે બેની વચ્ચે કેટલાં વર્ષનું અંતર હશે?

૧૧. જ્યારે યુસફના ભાઇઓ તેની પાસે પહેલવહેલા આવ્યા ત્યારે તે તેઓની સાથે કેમ સખત રીતે વર્ત્યો?

૧૨. દેવના વચનપર યુસફનો દઢ વિશ્વાસ હતો તેનો કયો જાણવાજોગ પુરાવો છે?

૧૩. યુસફના શબ સંબંધી કઇ બે વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે?

# પાઠ ૫ મો.

## મુસા.

જુનો કરાર-ત્રીજો જમાનો (ચાલુ.)

**મુખ્ય પુરૂષો.**

**મુસા**—આમ્રામ અને યોખેબેદનો પુત્ર (નિર્ગ. ૬; ૨૦). ફારૂનની દીકરીનો દત્તકપુત્ર (નિર્ગ. ૨; ૧-૧૦). જેઓ પર જુલમ ગુજારવામાં આવ્યો તેઓનો તેણે પક્ષ લીધો. આથી તેને નાસવું પડે છે (નિર્ગ. ૨; ૧૧-૧૪). ચાળીસ વર્ષ સુધી ઘેટાંપાળકનું કામ કરે છે. દરમિયાનમાં તે પરણે છે (નિર્ગ. ૨; ૨૧). પોતાના લોકને છોડાવવા તેનું તેડું થાય છે પણ તે બીકણો માલુમ પડે છે (નિર્ગ. ૩; ૧-૧૦). ફારૂન સાથે જુદી જુદી તકરારો ઉઠે છે (નિર્ગ. ૫ થી ૧૨). વિજયસહિત લોકોને બહાર કાઢે છે (નિર્ગ. ૧૪). દશ આજ્ઞા આપવામાં આવે છે (નિર્ગ. ૨૦). મંડપ બંધાવે છે (નિર્ગ. ૨૫). લોકોને વચનના દેશની હદ સુધી દોરી જાય છે, પણ તેઓનાં પાપને લીધે તેમને પાછા હાંકી કાઢવામાં આવે છે (ગણ. ૧૩: ૧--૧૪; ૩૪). નબો પર્વત ઉપર મરણ પામે છે (પુન. ૩૪), અને રૂપાંતરના પહાડ પર ફરીને દેખાય છે (માત્થી ૧૭; ૩).




**હારૂન.** મુસાનો ભાઇ; તેને પ્રમુખ્ય યાજક ઠરાવવામાં આવ્યો (નિર્ગ. ૨૮ અને ૨૯). સોનાના વાછરડાના સંબંધમાં તેણે પાપ કીધું (નિર્ગ. ૩૨). હોર પર્વત ઉપર મરણ પામ્યો (પુન. ૧૦; ૬).

**વખત.** ઈ. સ. પૂર્વે ૧૫૭૮ થી ખ. સ. પૂ. ૧૪૫૮ સુધી.

**જગ્યાઓ.** મિસર અને સિનનું અરણ્ય અને ત્યાર પછી યરદનની ખીણની પૂર્વે.

**બનેલા બનાવોનો સાર.** મિસરમાંથી હેબ્રીઓનું 'બહાર' જવું, એ તેમના પ્રજાકીય જીવનની શરૂઆત હતી. આ વખતે દેવ સાથેનો અને એક બીજા સાથેનો સંબંધ જણાવનારા નિયમો આપવામાં આવ્યા. ઇશ્વરના નિયમોનો ભંગ કરવાથી વચનના દેશમાં પેસતાં પહેલાં તેઓને ચાળીસ વર્ષ સુધી અરણ્યમાં ભટકવું પડયું.

## મુસા—તેમનો દોરનાર અને નિયમો આપનાર.

**૩૩.** જુના કરારના ઇતિહાસમાં સૌથી મોટો પુરૂષ મુસા છે. ખ્રીસ્ત લગી આખી દુનિયામાં કોઈ માણુસ નૈતિક ઉન્નતિ કરવામાં તેની સાથે સરખાવી શકાય નહિ.

તેની જીંદગીને ત્રણુ સરખા ભાગમાં વહેંચવામાં આવી છે.

૧. ફારૂનના દરબારમાં ૪૦ વર્ષ.

૨. અરણ્યમાં ઘેટાંપાળક ૪૦ વર્ષ.

૩. અરણ્યમાં દેવના લોકનો સરદાર ૪૦ વર્ષ.

**૩૪. ફારૂનના દરબારમાં.** ફારૂને સ્વરક્ષણુને અર્થે હુકમ કર્યો કે કોઇ પણુ હેબ્રી નરબાળક જન્મે કે તુરત તેને નીલ નદીમાં નાખી દેવો. આવા ઇસ્રાએલના ભારે જુલમના સમયમાં મુસાનો જન્મ થયો. આ પરથી એવી હેબ્રી કહેવત નીકળી છે કે 'જ્યારે બમણી ઈંટો પાડવાનો વખત આવે છે ત્યારે મુસા પણુ આવે છે.' યુસફના સંબંધમાં જોયું તેમ અહીં પણુ દેવના ઠરાવો અને પૃથ્વી પરના મહાન રાજાના ઠરાવો વચ્ચે વિરૂદ્ધતા જોવામાં આવે છે. દેવનો ઠરાવ એવો હતો કે મુસા જીવતો રહે, પણુ ફારૂનનો ઠરાવ એવો હતો કે તે મારી નંખાય. બીજી વાર આપણે ઇશ્વરના ઠરાવો સફળ થતા અને માણુસના ઠરાવો રદ થતા જોઈએ છીએ. દેવ પોતાનો ઠરાવ પુરો પાડવાને માતાનું જ્ઞાન, બેનની વફાદારી, એક સ્ત્રીની જીજ્ઞાસા અને બાળકનાં આંસુઓ કામમાં લે છે (નિર્ગ. ૨; ૧-૧૦ વાંચો). ઇશ્વરી કૃત્યોની સાંકળમાં આ વાતો, તે બારીક કડીઓ સમાન છે. આ કડીઓને સાથે જોડવાથી બાળક ૨૪ કલાકની અંદર પોતાનીજ માતાના હાથમાં ફરીને પાછું સોંપાય છે, અને રાજાની ઢાલ તેનું રક્ષણુ કરે છે. જો આ કડીઓમાંની એક પણુ તુટી હોત તો મુસાનો નાશ થાત.

૩૫. એક જુદીજ વાતમાં આવી કડીઓનું મહત્વ સમજવાને નીચેની વાત તરફ લક્ષ ખેંચો. પ્રોફેસર ડાર્વિન કહે છે કે મને એમ માલુમ પડયું છે કે વિલાયતમાં ગામની પાસે 'પેન્ઝીઝ' નામના જંગલી ફુલ થતાં નથી પણ ગામથી ઘણે દૂર થાય છે. જે ગામોમાં કુતરાં આમતેમ ફરે છે ત્યાં બિલાડીઓ ઘરમાં ભરાઇ જાય છે. જ્યાં બિલાડીઓ ઘરમાં રહે છે ત્યાં ખેતરોમાં ઉંદરો પેદા થાય છે. જ્યાં ઉંદરોની વૃદ્ધિ થાય છે ત્યાં જંગલી મધમાખીઓનાં ઘરોનો નાશ કરવામાં આવે છે. જ્યાં જંગલી મધમાખીઓનો નાશ કરવામાં આવે છે ત્યાં ફુલોની ફળદ્રુપતા નથી, તેથી જ્યાં કુતરાઓ હોય છે ત્યાં જંગલી પેન્ઝીઝ થતાં નથી. આ વાતને ઉપલા મુસાના વૃત્તાંત સાથે સરખાવો. માતાના જ્ઞાન વગર બરૂનું વહાણ બને નહિ. વહાણ વગર બેનની સંભાળ અને રાજકુંવરીની જીજ્ઞાસા ઉપજવાની તક કયાંથી મળે? બાળક રડતું કેમ માલુમ પડત? પરિણામ એ આવત કે, લોકોનો છોડાવનાર બચાવ પામી શકત નહિ. ફારૂનની આજ્ઞા રદ કરવાને, દેવ કુદરતી કારણો કામે લગાડે છે. ચાળીસ વર્ષ સુધી તે સમયની સૌથી સુધરેલી પ્રજાની કેળવણી સંબંધીનો લાભ લેવાની તક તેને મળી. એ પ્રમાણે પોતાના અંકુશમાંથી હેબ્રીઓને છોડાવવા માટે રાજાએ પોતે મુસાને તૈયાર કીધો.

૩૬. **અરણ્યમાં ઘેટાંપાળક.** પોતાની કોમના એક જણને એક મિસરીના જુલમથી ઉગારવાના તેના દેશાભિમાની પ્રયત્નને લીધે રાજ્યમહેલની મુસાની કારકીર્દીનો એકાએક અંત આવ્યો. તેણે રાજ્યકરતી પ્રજામાંના એકને એક ગુલામ ઉપર જુલમ કરવાના કારણથી મારી નાખ્યો હતો. ફારૂન પણ તેનું રક્ષણ કરી શકયો નહિ માટે મુસાને નાસી છૂટવું પડયું. ચાળીસ વર્ષ સુધી આપણે તેને સિનાયના દ્વીપકલ્પમાં ઘેટાં ચારતો જોઈએ છીએ. આ વર્ષો ગાઢ વિચારનાં હતાં એમાં સંદેહ નથી. જેઓને તે મદદ કરી શકત, એવા પોતાના લોક મુકરદમોના પગ નીચે કચડાય છે એવામાં અરણ્યમાં રખડવા સારૂ દેવે તેને કેમ છૂટો કીધો તે સંબંધી તે વારંવાર આશ્ચર્ય પામતો હશે. વળી તે ઉપરાંત એકાંતનાં આ વર્ષો વિચાર કરવા અને દેવની સંગત પામવાને માટે તેને બહુ ઉપયોગી થઇ પડયાં હશે. ઉંડા વિચારો માટે

મોટું શહેર સગવડવાળું નથી. એલીયાહ શહેરી ન હતો તેમજ યોહાન બાપ્તિસ્મી પણ શહેરનો રહેવાસી ન હતો. તેઓ શહેરમાં કદી શીખી શકયા ન હોત એવું ઘણું એકાંતમાં તેઓ શીખ્યા હતા.

**૩૭. અરણ્યમાં દેવના લોકનો સરદાર.** બળતા ઝાડવાની મારફતે દેવે તેને તેડયો, અને પોતાના લોકને મિસરમાં જઇ છોડાવવાને ફરમાવ્યું. તે વખતે તેની એકાંત જીંદગીનો એકાએક અંત આવ્યો. પ્રથમ મુસાએ જવાની આનાકાની કરી, કારણ કે તેને બેશક યાદ હતું કે, એક હેબ્રીને છોડાવવાનો પ્રયત્ન કરતાં મને ચાળીશ વર્ષ લગી દેશવટો ભોગવવો પડયો છે, તો આ એક આખી પ્રજાને હું કેવી રીતે છોડાવી શકું? પણ દેવે તેની સાથે રહેવાનું વચન આપ્યું, તેથી તેણે અને તેના ભાઇ હારૂને આ કાર્ય માથે લીધું.

**૩૮.** અહીં આપણે દેવના ઠરાવો અને રાજાના ઠરાવોનો વિરોધ જોઇએ છીએ. દેવનો ઠરાવ એવો હતો કે ફારૂન મારા લોકને જવા દે. પણ ફારૂનનો ઠરાવ એવો હતો કે તેઓ અહીંજ રહે. આથી બંને વચ્ચે યુદ્ધ શરૂ થયું. એક પછી એક અનર્થો આવી પડવાથી ફારૂન ઢીલો પડે છે અને તોડ કહાડવાનો પ્રયત્ન કરે છે. અનર્થોનું વર્ણન સંભાળથી વાંચો. ખાસ કરીને નિર્ગ. ૮; ૮, ૧૫. ૨૫, ૩૨: ૯; ૨૮, ૩૫: ૧૦; ૧૧, ૨૦, ૨૪, ૨૮. આખરે તેનું અભિમાન પુરૂં ઉતારવામાં આવે છે નિર્ગ. ૧૨; ૩૧ વાંચો.

**૩૯.** ઇશ્વરી આજ્ઞાની વિરૂદ્ધ તે વર્ત્યો હતો તેનો પશ્ચાત્તાપ ફારૂને કીધો, અને મિસરના લોક ભારે શોકમાં પડયા ત્યારે ઇસ્રાએલી લોકો વિજયસહિત મિસરમાંથી કૂચ કરી ગયા. એ રાત્રીને ખાસ પાળવા માટે ઠરાવવામાં આવી, અને આજ લગી બધા હેબ્રીઓ તે મોટી રાત્રી પાળે છે. તેને પાસ્ખાની રાત્રી કહે છે.

**૪૦.** સિનાય પર્વતની તળેટીમાં મુસાએ પોતાના લોકો સાથે એક વર્ષ ગાળ્યું. આ વર્ષ બહુ જાણીતું હતું, કારણ કે આ વખતે તેને દસ આજ્ઞાઓ આપવામાં આવી. મંડપ અને કરારકોષ બનાવવાની સુચના મળી. સેંકડો વર્ષ પછી કાલવરીની ટેકરી પર જે મહાન અર્પણ થવાનું

હતું તેની પ્રતિછાયા તરીકેનાં અર્પણો વિષેનાં ફરમાનો પણ અહીં મળ્યાં. સોનાના વાછરડાની પૂજા બાબત તેને કડવો અનુભવ થયો, અને અરણ્યમાં જેમ તેઓ મુસાફરી કરતા ગયા તેમ આ વિચિત્ર પણ અક્કડ ગરદનના લોક સંબંધીના ઇતિહાસમાં જે સર્વ થવાનું હતું તેનું આ અગમ ચિન્હ હતું.

૪૧. આ મહાન માણસની જીંદગીમાં તેના મનની ભિન્ન ભિન્ન સ્થિતિમાં માની શકાય નહિ એવો તફાવત જોવામાં આવે છે તે ધ્યાનમાં લેવું. તે પર્વત ઉપર આજ્ઞા લેવાને ગયો હતો તે વખતે પોતાના લોકની મૂર્તિપૂજાથી જે દુ:ખ તેને થયું તે દુ:ખમાં મુસા તેમને માટે વિનંતી કરે છે. અને એટલે સુધી વિનંતી કરે છે કે, જો જરૂર પડે તો મારૂં પોતાનું નામ તારા પુસ્તકમાંથી ભુંસી નાખ. જો મારો અથવા લોકોનો નાશ અવશ્ય થવાનો હોય તો લોકોનો નહિ પણ મારો થાય. આ બહુ ઉત્તમ વાત છે અને પાછળથી પાઉલે પણ તેવાજ અર્થનું જે કહ્યું તે તેની યાદ દેવડાવે છે. (રૂમી. ૯; ૧-૩). પણ પાછળથી જ્યારે લોકો ફરીથી ઉલ્લંઘન કરે છે ત્યારે મુસા પોતે કચકચ કરીને બોલે છે. "શું એ સર્વ લોકો મારા પેટમાં નિપજ્યા?...તું મને કેમ કહે છે કે પોતાની ગોદમાં તેઓને ઉંચકી લઇ જા...હું એકલો એ સર્વ લોકોને ઉંચકી શકતો નથી, કેમકે બોજ મારા ગજા ઉપરાંત છે. અને જો તું મારી સાથે એ પ્રમાણે વર્તે...તો મને મારી નાંખ" (ગણ. ૧૧; ૧૦-૧૫). સોનાના વાછરડાના પ્રસંગે ઉપર બતાવ્યા પ્રમાણે હિંમતથી બોલનાર શું આજ માણસ છે? પણ મુસાની આ પડતીથી આપણે સહુ નમ્રતા રાખવાની તથા પોતા પર ભરોસો ન રાખવાની શિખામણ પામીએ છીએ. "જે પોતાને સ્થિર ધારે છે તે ન પડે માટે સંભાળે."

૪૨. આખરે ચાળીશ વર્ષ રખડયા પછી ઇસ્રાએલ વચનના દેશની હદ પર આવી પહોંચે છે, પણ મુસાને તેના કેટલાક અયોગ્ય શબ્દોને લીધે તેમાં પ્રવેશ કરવાની મના થઇ. નબો પર્વત ઉપર તે એકાંતમાં મરણ પામ્યો અને ત્યાં દેવે તેના શબને પુનરૂત્થાનના મહાન દિવસ માટે રાખી મુક્યું.

૪૩. પણ ફરીથી આપણે મુસાને વચનના દેશની બહાર નહિ પણ તેના મધ્ય પ્રાંતમાં રૂપાંતરના પહાડ પર ઇસ્રાએલના મહાન ભવિષ્યવાદી એલીયાહ અને ઇસ્રાએલના મસીહ સાથે જોઇએ છીએ. યરૂશાલેમમાં થોડા વખતની અંદર થનાર મોત સંબંધી તેઓ વાત કરે છે. પછી તે પોતે અને ભવિષ્યવાદી અલોપ થઇને પરલોકમાં પાછા ફરે છે.

૪૪. તે ઉપરાંત ફરી મુસાને એકવાર આપણી નજર આગળ લાવવામાં આવે છે. પાત્મસ બેટમાં યોહાનને જે દર્શન થયું તેમાં તે સ્વર્ગમાં જે બને છે તે જુએ છે અને સાંભળે છે. અને જુઓ, ઉદ્ધાર પામેલાઓ "મુસા તથા હલવાનનું ગીત" ગાતા સંભળાય છે (પ્રક. ૧૫ ; ૭). આકાશનાં આનંદી ગીતોમાં દેવના પુત્ર સાથે તેનું નામ જોડાયલું છે; તેથી કોઈ પણ બીજા માણસને નહિ આપવામાં આવેલું એવું માન તેને મળે છે. ખરેખર એ માન એવું ઉંચ છે કે આપણે તેના વિષે જેટલું બોલીએ તે ઓછું છે.

## સવાલો.

૧. મુસાની જીંદગીના કયા ત્રણ ભાગ પાડી શકાય છે?

૨. બાળક મુસા સંબંધી દેવના અને માણસના ઠરાવો વર્ણવો.

૩. બાળકના જન્મ વખતે દેવનો ઠરાવ કેવી રીતે અમલમાં આવે છે તેની કડીઓ બનાવો.

૪. આ કડીઓ સંબંધી બરાબર સમજણ પડે માટે કયું ઉદાહરણ આપવામાં આવ્યું છે.

૫. કયા બનાવથી રાજ્યમહેલમાંની મુસાની કારકીર્દીનો અંત આવ્યો?

૬. અરણ્યમાં ઘેટાંપાળક તરીકે મુસા કેટલાં વર્ષ લગી રહ્યો?

૭. તેના જીવનના આ ભાગનો અંત શાથી આવ્યો?

૮. લોકો સંબંધીના દેવના ઠરાવો અને ફારૂનના ઠરાવો વચ્ચેનો વિરોધ વર્ણવો.

૯. તોડ મુકવા માટે ફારૂને જે જૂદા જૂદા પ્રયત્નો કર્યાં તે કહો.

૧૦. નિર્ગમન પછીનું પહેલું વર્ષ ઈસ્રાએલીઓએ કયાં ગાળ્યું?

૧૧. સિનાય આગળ કયાં બે પ્રકટીકરણો મુસાને થયાં?
૧૨. એકબીજાથી તદન વિરૂદ્ધ વર્તનના મુસાના બે દાખલા આપો.
૧૩. મુસા કયાં મરણ પામ્યો?
૧૪. વચનના દેશમાં તે કેમ પ્રવેશ પામી શકયો નહિ?
૧૫. ફરીથી આપણે તેને વચનના દેશ પછી કયાં જોઇએ છીએ?
૧૬. આ માણસ વિષે શાસ્ત્રમાં આવેલી છેલ્લી વાત કહો.

## પુનરાવર્તનના સવાલો.

( પ્રસ્તાવનાથી પાંચમા પાઠ સુધી. )

૧. નીચેના જમાનાઓ કેમ મહત્વના છે તેનાં કારણો આપો. એટલે કુળપતિઓનો, મુસાનો, એલીયાહનો, એલીશાનો અને મસીહનો.
૨. જે ચાર જમાનાઓમાં સવિસ્તર વર્ણન આવે છે અને ચમત્કારોની વૃદ્ધિ થાય છે તેઓનાં નામ આપો.
૩. પહેલા, બીજા અને ત્રીજા જમાનાનો વિસ્તાર કરો.
૪. ચોથા જમાનાના બે ભાગ પાડો.
૫. સંયુક્ત રાજ્યના ભાગ પાડવાનું શું કારણ હતું?
૬. શાસ્ત્રના ઇતિહાસના પહેલા જમાનાના મુખ્ય પાત્રોનાં નામ આપો.
૭. દાઉદ સુધીની જુના કરારની મહાન વ્યક્તિઓનાં નામ આપો.
૮. માખ્પેલાહની ગુફામાં કોણ કોણ દટાયાં?
૯. યુસફની જીંદગીના કયા બે મોટા ભાગ પાડી શકાય?
૧૦. મિસરમાં યુસફ કોના કુટુંબમાં ગયો?
૧૧. યુસફના શબ સંબંધી કઈ બે ખાસ વાતો ધ્યાનમાં લેવા લાયક છે?
૧૨. મુસાની જીંદગીના કયા ત્રણ ભાગો પાડવામાં આવ્યા છે?
૧૩. નિર્ગમન પછીનું પહેલું વર્ષ ઇસ્રાએલે કયાં ગાળ્યું?
૧૪. સિનાય આગળ કયાં બે મહાન પ્રકટીકરણ મુસાને થયાં?
૧૫. મુસા કયાં મરણ પામ્યો?

# પાઠ ૬ ઠો.

## યહોશુઆથી શામશૂન સુધી.

### જુનો કરાર—ત્રીજો જમાનો સમામ.

**કનાન દેશ જીતાયો.** યહોશુઆ આગેવાન થયો (યહો. ૧, ૨). દેવ તરફથી આજ્ઞા મળી (યહો. ૧; ૬-૯). યરેખો જીતાયું (યહો. ૬). આય આગળ હાર થઈ (યહો. ૭). મધ્ય-પાલેસ્તાઇન જીતાયો અને શખેમમાં મોટી સભા ભરાઈ (યહો. ૮; ૩૦-૩૫). દક્ષિણ અને ઉત્તર પાલેસ્તાઇનનો થોડો ઘણો ભાગ જીતાયો (યહો. ૧૦; ૧-૧૧). યહોશુઆનાં આશીર્વચનો (યહો. ૨૩; ૧—૨૪; ૨૭). તેનું મરણ (યહો. ૨૪; ૨૯-૩૩).

**ઈસ્રાએલ ન્યાયાધીશોના હાથ નીચે.** ઓથનીએલે તેમને અરામથી બચાવ્યા (ન્યાયા. ૩; ૫-૧૧). એહૂદે મોઆબથી બચાવ્યા (ન્યાયા. ૩; ૧૨-૩૦). દબોરાહ અને બારાકે કનાનીઓથી બચાવ્યા (ન્યાયા. ૪; ૧-૫; ૩૧). મિદ્યાનીઓનો ભારે જુલમ અને ગિદઓન મારફતે થએલો છૂટકો (ન્યાયા. ૬; ૧—૭; ૧૫). યિફતાહે પલિસ્તીઓ અને આમોની-ઓથી બચાવ્યા (ન્યાયા. ૧૦; ૬-૧૨; ૭). શામશૂને પલિસ્તીઓથી બચાવ્યા (ન્યાયા. ૧૩; ૧-૧૬; ૩૧).




**વખત.** ઈ. સ. પૂ. ૧૪૫૮ થી શમૂએલ લગી, ઇ. સ. પૂ. ૧૧૨૧.

**જગ્યા.** પાલેસ્તાઇન.

**બનેલા બનાવોનો સાર.** યહોશુઆના ઉપરીપણા નીચે રહી જ્યાં સુધી લોકોએ દેવના હુકમો પૂર્ણ રીતે પાળ્યા ત્યાં સુધી તેઓ ફતેહ પામ્યા. તેમને દોરનાર ન્યાયાધીશો, દેવ કે જે તે પ્રજાનો ખરેખરો શિરપતિ હતો તેના પ્રતિનિધિઓ તરીકે હતા, અને જ્યાં લગી તેઓએ કાયદાઓ ચુસ્ત રીતે પાળ્યા ત્યાં લગી તેઓ આબાદ રહ્યા.

## યહોશુઆ અને ન્યાયાધીશો.

**૪૫. યહોશુઆ આગેવાન થાય છે.** મુસાના મરણ વખતે આપણે ઇસ્રાએલને યરદનની પૂર્વગમ યરેખોની સામી બાજુએ જોઇએ છીએ. મુસા પછી યહોશુઆ તેમનો આગેવાન થાય છે. દેવની એવી આજ્ઞા તેની પાસે આવે છે કે, "મારો સેવક મુસા મરી ગયો છે, માટે હવે તું તથા આ સર્વ લોક ઉઠીને જે દેશ...આપું છું, તેમાં આ યરદન ઉતરીને જાઓ" (યહો. ૧ ; ૨). નાહિમ્મતનું કંઇ ચિન્હ આ વખતે દેખાતું નથી તે ધ્યાનમાં રાખશો. મુસા મરી ગયો છે પણ દેવ પ્રભુ જીવે છે, અને જેમ મુસા મારફતે તેણે કામ કર્યું તેમ યહોશુઆ મારફતે તે કરશે. દેવે યહોશુઆને આપેલા હૂકમોમાં તરવાર, ભાલો કે ધનુષ્ય સંબંધી કંઈ ઇસારો કરવામાં આવ્યો નથી પણ ફક્ત આજ્ઞાંકિતપણા વિષેજ બોલે છે તે ધ્યાનમાં લેશો. ખાસ કરીને દેવની આજ્ઞા પાળવામાંજ ઇસ્રાએલની આબાદી રહેલી છે એ વાત પર ફરી ફરીને ભાર મુકવામાં આવ્યો છે (યહો. ૧ ; ૬-૯).

૪૬. હવે દેશ મેળવવા માટેની લડાઇની વાત આવે છે. યરેખો જીતે છે, પણ અનાજ્ઞાંકિતપણાને લીધે આય આગળ હાર ખાય છે, તેથી ઇસ્રાએલને સખત પણ લાભકારક શિક્ષા થાય છે. ત્યાર પછી શખેમ સુધી મધ્ય પાલેસ્તાઈનની જીત થાય છે અને દક્ષિણ પાલેસ્તાઇન અને તેના ઉત્તર ભાગની અનુક્રમે જીત થાય છે (યહો. ૧૦ ; ૧-૧૧). તો પણ યહોશુઆની જીંદગીના અંત સુધી આખો દેશ તાબે કરાયો ન હતો. પણ વિદેશીઓ જુદા જુદા ભાગોમાં આમતેમ ભરાઈ રહ્યા હતા, અને ખરેખર દાઉદના સમય સુધી તેઓ સંપૂર્ણ તાબે થયા નહિ.

**૪૭. મુસાની આજ્ઞાઓનું વાચન.** દેશની વચ્ચોવચ્ચ એબાલ અને ગેરીઝીમ પર્વતોની વચ્ચે શખેમમાં જે મોટી સભા ભરાઇ તે અને બધા લોકની સન્મુખ મુસાનું નિયમશાસ્ત્ર આશીર્વાદ અને શ્રાપ સહિત વાંચી સંભળાવવામાં આવ્યું તે લક્ષમાં રાખવા જોગ છે (યહો. ૮ ; ૩૦-૩૫). ઘરડો યહોશુઆ લોકોને મુસાની આજ્ઞાઓ પાળવાની આજીજી કરતાં જે છેલ્લું ભાષણ કરે છે તે ધ્યાનમાં રાખવા જોગ છે (યહો. ૨૪).

**૪૮. ન્યાયાધીશોનો જમાનો.** યહોશુઆના મરણ પછી કેટલેક અંશે પ્રજા અવ્યવસ્થિત થઈ હતી. કુળો પોતે રાજ્ય ચલાવતાં હતાં, અને તેમની રાજ્યવ્યવસ્થા કેટલીક વખતે સારી રીતે અને કેટલીક વખતે ખરાબ રીતે ચાલતી હતી. ન્યાયાધીશોના વખતમાં તેઓના ઇતિહાસના મુખ્ય બનાવો નીચે પ્રમાણે છે. ઇસ્રાએલ પાપમાં પડયા અને શિક્ષા તરીકે તેમને દુશ્મનોના હાથમાં સોંપવામાં આવ્યા, અને તેમણે તેમના ઉપર રાજ્ય કીધું. પછી જ્યારે ઇસ્રાએલે યહોવાહની આગળ પોકાર કીધો અને પશ્ચાતાપ કરી પોતાના પૂર્વજોના દેવની આગળ, છૂટકારાને માટે વિનંતી કરી, ત્યારે પરમેશ્વરે તેમને ન્યાયીધીશોની મારફતે દાસત્વમાંથી છોડાવ્યા અને શાંતિ આપી ( ન્યાયા. ૨; ૧૧-૧૮ ). ન્યાયાધીશોના પુસ્તકનો કાળક્રમ બરાબર જણાતો નથી, કેમકે મોટે ભાગે દાસત્વ આખા દેશમાં નહિ પણ અમુક ભાગમાં હતું, એવો સંભવ છે. ખરો કાળક્રમ શોધી કાઢવાને પુરતાં સાધનો નથી.

**૪૯. દાસત્વ અને છૂટકારાના સમયની સરખામણી.** ઇશ્વર-ભક્તિ અને મૂર્તિપૂજાનું સાધારણ પ્રમાણ કાઢવા જો આપણે ચાહીએ તો દાસત્વ અને છૂટકારાનાં વર્ષોનો સરવાળો આપણે કરવો જોઇએ. આથી કરીને ઇસ્રાએલના આજ્ઞાંકિતપણાનું અને અનાજ્ઞાંકિતપણાનું જેવું તેવું પ્રમાણ આપણે જોઈ શકીશું. કારણ કે અનાજ્ઞાંકિતપણાનું પરિણામ 'દાસત્વ' અને ખરા પશ્ચાતાપનું પરિણામ 'છૂટકારો' હતો: આ પ્રમાણે જોતાં નીચેનો કોઠો આપવામાં આવ્યો છે. જે દેશના દાસત્વમાં તેઓ રહ્યા તે દેશનાં નામ આપવામાં આવ્યાં છે.

| દેશનું નામ. | દાસત્વનાં વર્ષ | છૂટકારાનાં વર્ષ |
|---|---|---|
| અરામ. | ૮ | ૩૨ |
| મોઆબ. | ૧૮ | ૨૨ |
| કનાન. | ૨૦ | ૨૦ |
| મિદ્યાન. | ૭ | ૩૩ |
| પલિસ્તીઆ અને આમોન. | ૧૮ | ૭, ૧૦ અને ૮ |
| પલિસ્તીઆ | ૪૦ | ૨૦ |

આ બધાંનો સરવાળો કરતાં માલૂમ પડે છે કે ૧૧૧ વર્ષ આખા દેશમાં કે દેશના વિભાગમાં દાસત્વપણું ચાલતું હતું અને ૧૫૧ વર્ષ તેઓના પશ્ચાતાપના પરિણામે તેઓને છૂટકારો મળ્યો હતો. આ પરથી ગણતરી ઉપર વિશેષ આધાર નહિ રાખતાં આપણે કહી શકીએ કે અડધા કરતાં વધારે વખત સુધી પ્રજા સુખશાંતિમાં રહી શકી હતી.

**૫૦. મહાન આગેવાન ન્યાયાધીશો.** દબોરાહ અને બારાકે પોતાના સંયુક્ત બળે કરીને કનાનના જુલમીઓને તેઓના રાજા યાબિનસહિત હાંકી કાઢ્યા. આ માણસે ઇસ્રાએલ ઉપર ભારે જુલમ ગુજાર્યો હતો કેમકે તેની પાસે લોખંડના નવસેં રથો હતા, અને તેમની સામે લડવાનું ઇસ્રાએલમાં બળ ન હતું, પણ જ્યારે ઇશ્વરનો વખત આવ્યો ત્યારે તેણે ઉપરના બે માણસોના સંપ અને હિમ્મતની મારફતે યાબિનના લશ્કરને હરાવ્યું અને દેશમાં ૩૧ વર્ષ સુધી શાંતિ થઇ.

**૫૧.** આ પછી મિદ્યાનીઓના ભયંકર જુલમની વાત આવે છે. તેઓ ઊંટો અને ઘેટાંનાં મોટાં ટોળાં અને જનાવરો લઇ દેશપર તીડની માફક સંખ્યાબંધ આવતા અને દેશની બધી ઉપજ ખાઈ જતા. સુભાગ્યે આ જુલમ માત્ર સાત વર્ષજ ચાલ્યો, નહિ તો કંઇ પણ શેષ રહેત નહિ. મિદ્યાનના લશ્કરના હાથથી ગિદઓને છૂટકારો કર્યો. મશાલો અને, રણશિંગડાં લઈને ત્રણસેં માણસોએ મિદ્યાની લશ્કરમાં હાહાકાર વર્તાવ્યો. જેમ ગ્રીસને 'થર્મોપીલી' માં ત્રણસેં માણસો હતાં તેમ ઇસ્રાએલને આ ત્રણસેં માણસો હતાં.

**૫૨.** ઇસ્રાએલને તેમના જુના શત્રુઓથી એટલે પલિસ્તીઓ અને આમ્મોનીઓથી બીજો એક દુઃખદાયક અનુભવ થયો, ન્યાયા. ૧૦; ૬-૧૮ વાંચો અને તેની સાથે યિફતાહની આગેવાની નીચે જે છુટકારો થયો તે યાદ રાખો. કલમ ૬-૯ સુધી 'દાસત્વ' નું કારણ, અને ૧૦-૧૮ 'છૂટકારા'નું કારણ ખૂલ્લી રીતે દર્શાવેલું વિદ્યાર્થીઓને જણાશે. યિફતાહ ઉદ્ધત માણસ હતો પણ કઠોર સમયમાં ઉદ્ધત માણસની જરૂર છે.

**૫૩.** લાંબા દાસત્વના સમયોમાંના એક બીજા સમય તરફ ધ્યાન આપો. ૪૦ વર્ષ સુધી ઇસ્રાએલે પલિસ્તીઓના હાથ નીચે ભારે જુલમ

વેઠ્યો. આ લોકોના જુલમી હાથોમાંથી છોડાવનાર શામશૂન હતો, અને તે કામ કરવાને શામશૂન જેવાના બળવાન હાથોની જરૂર હતી.

**૫૪. પ્રજાકીય ઐક્યતા બિલકુલ ન હતી.** આ બધાં વર્ષોં દરમિયાન કુળોના આગેવાનોની મારફતે રાજ્ય ચાલતું હતું. તેઓના બે મહાન આગેવાનો મુસા અને યહોશુઆના વખતમાં જે ઐક્યતા હતી એવી આ વખતે ન હતી. તેમજ તે પછીના રાજાઓના વખતમાં જેવો સંપ હતો તેવો હાલ ન હતો. પણ આ વર્ષોંની અંદર જેટલી ધર્મની જરૂર હતી તેટલી રાજ્યકીય બાબતોની ન હતી. જો તેઓએ માત્ર મુસાની મારફતે મળેલી દેવની આજ્ઞાઓ અને યહોશુઆને દેવના દૂત મારફતે પુન : અપાયલી આજ્ઞાઓ પાળી હોત, તો તેમના જુલમગારોના પગની એડી તળે જેમ તેઓ કચડાયા તેમ દેવ તેમને કચડાવા દેત નહિ. "સદાચારથી દેશજાતિ પ્રતિષ્ઠિત થાય છે પણ પાપ હરકોઈ પ્રજાને લાંછનરૂપ છે." આ વાત જો ઉપલા વર્ણનના અભ્યાસથી આપણે ન શીખીએ તો બધી મહેનત નિષ્ફળ નીવડી કહેવાય. જેમ પ્રાચીન કાળમાં તેમ આધુનિક કાળમાં પણ એ વાત સત્ય ઠરે છે.

### સવાલો.

૧. મુસાના મરણ વખતે ઈસ્રાએલ લોક ક્યાં હતા?
૨. મુસાને બદલે દેવે કોને આગેવાન ઠરાવ્યો?
૩. યહોશુઆને દેવ તરફથી અપાયલી આજ્ઞાઓમાં ખાસ જાણવાજોગ શું હતું?
૪. દેશના જુદા જુદા ભાગો કયા અનુક્રમમાં જીતાયા?
૫. શખેમમાં જે મહાન સભા મળી તેનું વર્ણન કરો.
૬. ન્યાયાધીશોના સમયમાં ઇસ્રાએલના ઈતિહાસનો સામાન્ય ક્રમ શો હતો?
૭. 'દાસત્વ'નું દરેક વખતે શું કારણ હતું?
૮. 'છૂટકારા'નું દરેક વખતે શું કારણ હતું?
૯. 'દાસત્વ' અને 'છૂટકારા'નાં વર્ષોંનું પ્રમાણ (માપ) આપો.
૧૦. ઇસ્રાએલના પ્રથમ બે છોડાવનારનાં નામ આપો.

૧૧. મિદ્યાનના જુલમમાંથી કોણે છૂટકો કીધો?
૧૨. પલિસ્તીઓના પ્રથમ જુલમમાંથી કોણે છોડાવ્યા?
૧૩. પલિસ્તીઓના બીજા જુલમમાંથી છોડાવનાર કોણ?
૧૪. ન્યાયાધીશોના વખતમાં લોકોની રાજ્યકીય સ્થિતિ કેવી હતી?

---

# પાઠ ૭ મો.

## શાઉલથી સુલેમાન સુધી.

### જુનો કરાર—ચોથો જમાનો.

**મુખ્ય પુરૂષો—**

**શમૂએલ.** તે ન્યાયાધીશો અને રાજાઓના સમયને જોડનાર કડીરૂપ હતો (૧ શમ. ૧–૮).

**શાઉલ.** પહેલો રાજા. તેણે સારી શરૂઆત કરી (૧ શમ. ૧૦; ૧–૨૭). તેણે બધી ફાટફુટ બંધ કરી, લોકોને સંયુક્ત કીધા. તેણે શમૂએલની શિખામણ તુચ્છકારી (૧ શમ. ૧૫; ૧–૩૫). દાઉદની અદેખાઇ કરવા લાગ્યો અને પોતાના પુત્ર યોનાથાન પર ગુસ્સે થયો (૧ શમ. ૧૮; ૮–૧૯; ૧૧). રાજા થવાને દેવે તેનો નકાર કર્યો (૧ શમ. ૧૫; ). ગિલબોઆની લડાઇમાં મરણ પામ્યો (૧ શમ. ૩૧; ૧–૧૩).

**દાઉદ.** તે એક ઘેટાંપાળક જુવાન હતો અને તેની બહાદુરીને માટે જાણીતો થયો હતો (૧ શમ. ૧૬; ૩૧). રાજા તરીકે પસંદ કરાયો. યહુદાહ પર સાત વર્ષ રાજ્ય કર્યું. (૨ શમ. ૨). બધા ઇસ્રાએલ પર રાજા થયો અને રાજની હદ વધારી, યરૂશાલેમને રાજધાનીનું શહેર બનાવ્યું (૨ શમ. ૫; ૬–૯). ધર્મનો એક મહાન આગેવાન અને ગીતશાસ્ત્રમાં સમાયલાં ઘણાં ગીતોનો કર્ત્તા. ઉરીયાહની વિરૂદ્ધ પાપ કર્યું (૨ શમ. ૧૧; ૧—૧૨; ૧૪). તેના પુત્ર આબ્શાલોમે તેની સામે બંડ ઉઠાવ્યું (૨ શમ. ૧૫–૧૮).

**સુલેમાન.** દાઉદનો પુત્ર. તેણે ડહાપણ સાથે રાજ્યનો આરંભ કર્યો (૧ રાજા. ૩). યરૂશાલેમમાં મંદિર બંધાવ્યું (૧ રાજા. ૫). લગ્ન-સંબંધમાં પાપ કીધું (૧ રાજા. ૧૧). તે પોતાના ઉત્તમ જ્ઞાન અને પુષ્કળ ધનને માટે પ્રખ્યાત હતો. તે મોજશોખમાં રહેતો હતો. તેની પ્રજા ભારે કર ભરતી હતી. બાહ્ય આબાદી સાથે આત્મિક સડો જોડાયલો હતો (૧ શમ. ૮. ૧–૧૮).




**બીજા પુરૂષો.** પલિસ્તી યોદ્ધો **ગોલ્યાથ,** જેને દાઉદે મારી નાખ્યો. **યોનાથાન** શાઉલનો પુત્ર અને દાઉદનો દિલોજાન મિત્ર.

**જગ્યાઓ.** મિસ્પાહ, સોખોહ, ગિલ્બોઆ, યરૂશાલેમ.

**વખત.** ઇ. સ. પૂ. ૧૧૨૧થી ઈ. સ. પૂ. ૯૮૩ સુધી.

**બનાવોનો સાર.** દાઉદના રાજ્યથી લોકોને મોટામાં મોટી પ્રજાકીય ફતેહ મળી. ઇસ્રાએલના ઇતિહાસમાં દાઉદ તથા સુલેમાનનાં રાજ્ય સૌથી ઉત્તમ હતાં. આપણા પ્રભુ ઇસુની મા મરિયમ દાઉદના વંશમાં જનમ્યાથી દાઉદને વિશેષ માન મળ્યું છે.

## સંયુક્ત રાજ્ય—શાઉલ, દાઉદ અને સુલેમાન.

**૫૫. ઇસ્રાએલ રાજા માગે છે.** શમૂએલના પુત્રો નાલાયક હતા કારણ કે તેઓ આસપાસની બીજી પ્રજાઓના જેવા થવા માગતા હતા. તેથી ઇસ્રાએલ પ્રજાએ પોતા પર રાજા ઠરાવવાને શમૂએલ ભવિષ્યવાદીને વિનંતી કીધી, પણ શમૂએલ તેમાં નાખુશ હતો. પણ દેવની આજ્ઞા સ્વીકારીને શમૂએલે કીશના પુત્ર શાઉલનો ઇસ્રાએલનો રાજા થવા અભિષેક કીધો. ન્યાયાધીશોની સત્તા બદલાઇને રાજાઓની સત્તા બેઠી. આ વાતને દેવ સુધારો ગણતો નથી, તે તેની વાત પરથી માલમ પડે છે. "તેઓએ તને નકાર્યો નથી પણ મને નકાર્યો છે કે હું તેઓ પર રાજ્ય ન કરૂં" (૧ શમ. ૮; ૭).

**૫૬. શાઊલ પહેલો રાજા.** પ્રજામાં બરાબર વ્યવસ્થા નથી અને તેમાં બહુ ફાટફુટ છે એમ શાઊલને માલમ પડયું. લોકો તેમના શત્રુની સામે હિમ્મતભરેલી રીતે અને અસરકારક ટક્કર લે તે માટે તેમને ઐકયતામાં લાવવા એ તેનું કાર્ય હતું. તેમના શત્રુઓમાંના પલિસ્તીઓ તે મુખ્ય હતા. તેઓ ઇસ્રાએલની નૈઋત્યકોણમાં રહેતા હતા. તેઓ બહાદુર અને લડાયક કોમ હતી. આ બધાં કાર્યમાં શાઊલ કંઈક ફતેહમંદ થયો. તેણે સારી શરૂઆત કરી પણ આપમતિયો બની ટુંક વખતમાં વૃદ્ધ શમૂએલની શિખામણથી આડો ગયો, ને તેની કારકીર્દીમાં પલિસ્તીઓ સાથેની લડાઇ જેમાં ગોલ્યાથ તથા દાઉદે મોટો ભાગ લીધો હતો તે થવા પામી.

**૫૭.** શાઊલનો દુષ્ટ સ્વભાવ દિનપ્રતિદિન વધતો ગયો. તેણે દાઉદને મારી નાંખવાને બે વખત પ્રયત્ન કર્યો તેમાં અને દાઉદની સાથે મિત્રતા કરવાનાં કારણથી પોતાના પુત્ર યોનાથાનને એકવાર મારવાનો પ્રયત્ન કર્યો તેમાં એનો દુષ્ટ સ્વભાવ માલુમ પડે છે (૧ શમ. ૧૮: ૧૦, ૧૧: ૧૯; ૧૦: ૨૦; ૩૨, ૩૩). દેવના હુકમોના ખૂલ્લા અનાજ્ઞાંકિતપણા અને ઢોંગને લીધે દેવે તેને રાજા હોવાને નકાર્યો (૧ શમ. ૧૫). એમ છતાં કેટલાંક વર્ષો સુધી શાઊલે રાજ્ય કરવાનું જારી રાખ્યું. પછી તેના જુના શત્રુ પલિસ્તીઓ સામેના યુદ્ધમાં ગિલ્બોઆ પર્વતની લડાઇમાં શાઊલ અને તેના પુત્રો પડવાથી તેના રાજ્યનો અંત આવ્યો (૧ શમ. ૩૧). તેણે લગભગ ૪૦ વર્ષ રાજ્ય કીધું. જો કે તે સારી શરૂઆત કરનાર અને શમૂએલ જેવા શ્રેષ્ઠ સલાહકારની સલાહ તેને મળતી હતી એમ છતાં પોતાની હઠીલાઇ અને અનાજ્ઞાંકિતપણાને કારણે આખરે કઢંગી રીતે નાશ પામ્યો. તેની હકીકત પરથી સર્વને ગંભીર ચેતવણી મળે છે.

**૫૮. દાઉદ રાજા થાય છે.** શાઊલના મરણ પછી યહુદાહ કુળના માણસોએ દાઉદને પોતાના હકદાર રાજા અને સરદાર તરીકે સ્વીકાર્યો, અને એમ તેનો યહુદાહના રાજા તરીકે હેબ્રોનમાં અભિષેક કરવામાં આવ્યો, અને સાત વર્ષ બાદ બાકીનાં કુળો તેના અધિકાર નીચે આવ્યાં અને પોતાપર રાજ્ય કરવાની વિનંતી કરી. તેણે તેમની વિનંતી સ્વીકારી

અને ૩૩ વર્ષ બધા ઇસ્રાએલ ઉપર રાજ્ય કર્યું. તેની ઉમદા પ્રકૃતિ અને રાજ્ય કરવાની તેની શક્તિ તરતજ જણાઇ આવી. તેનું રાજ્ય ઘણુંજ ફતેહમંદ હતું અને તેણે રાજ્યની હદ સૌથી મોટા વિસ્તારમાં વધારી. દેવના વચન પ્રમાણે (ઉત્પ. ૧૫; ૧૮ અને યહો. ૧; ૪) રાજ્યની હદ લાલ સમુદ્ર અને મિસરથી ફ્રાત નદી લગી વધી. તેણે યરૂશાલેમ કબજે કરીને પ્રજાની રાજ્ય સંબંધી તથા ધર્મ સંબંધી રાજ્યધાની બનાવી (૨ શમ. ૫; ૬-૯). તેમાં તે કરારકોષ લાવ્યો અને યહોવાહની સેવા સ્થાપન કરી. નિયમ પ્રમાણેના ભજનની વ્યવસ્થા કરી અને દેવ પ્રત્યે આનંદના ધ્વનિ કાઢવાસારૂ ગાયન કરનારાઓની ટોળીઓ બનાવી. દરેક જગ્યાની અંધાધુંધી મટાડી તેણે યોગ્ય વ્યવસ્થા કરી અને ઈસ્રાએલ નામને એવું માનવંતુ બનાવ્યું કે આ નામથી આસપાસની પ્રજાઓ બીહે. તે સમયના તથા તે પછીના સૈકાઓના ઈસ્રાએલીઓનો તે નમુનારૂપ રાજા થયો.

**૫૯.** ઉરીયાહ અને બાથશેબાના સંબંધમાં તેના પાપને લીધે દાઉદની છેવટની જીંદગી દિલગીરી ભરેલી હતી. આ સંબંધી તેની મોટી ભૂલ હતી. પણ રાજાનું આ પાપ યાદ કરતાં અને તેને અપરાધી ઠરાવતાં આપણે તેનો ખરો પશ્ચાતાપ ભૂલી જવો નહિ જોઇએ. વળી આપણે યાદ રાખવું જોઇએ કે આવા વાતમાં જરા પણ દોષ ગણે એવો તે સમયમાં કોઇ પણ રાજા હતો નહિ.

**૬૦. આબ્શાલોમનું બંડ.** તેના લાડકવાયા પુત્ર આબ્શાલોમના બંડથી દાઉદની જીંદગીના છેલ્લા દિવસો વધારે દુઃખદાયક બન્યા. વળી તે વખતે અકાળ મોતથી તે મુશ્કેલીએ બચી ગયો. તેની પોતાની હિમ્મતથી અને તેના સેનાપતિ યોઆબની હોશિયારીથા તેને જીત મળી. (૨ શમ. ૧૫-૧૮). દાઉદ ઇસ્રાએલનો મધુર ગવૈયો અને પ્રખ્યાત કવિ હતો. તેની કવિતા રચવાની શક્તિ કેવી હતી તેના ઘણા નમુના હાલ આપણી પાસે છે.

**૬૧.** તેનાં પાછલાં વર્ષોમાં તેની ઘણી આબાદીને લીધે તેનું આત્મિક જીવન મંદ પડયું હતું, પણ તે પહેલાં ઘણુંકરીને દાઉદની

જીંદગી ખરેખર શુદ્ધ અને પરોપકારી હતી. શાઉલ સાથેના દાઉદના વર્તનમાં, દાઉદની શૂરવીર પ્રકૃતિ જણાઇ આવે છે, કેમકે પોતાના હાથમાં આવેલા શત્રુનો જીવ તેણે બે વાર બચાવ્યો (૧ શમ. ૨૪; ૧-૨૨: ૨૬: ૧-૧૫). દાઉદ તથા યોનાથાન વચ્ચેનો સ્નેહ ઇતિહાસમાં બે પુરૂષો વચ્ચેના ગાઢ તથા નિઃસ્વાર્થી પ્રેમનો પ્રખ્યાત દાખલો છે. સામટી રીતે વિચાર કરતાં અને તે સમય ધ્યાનમાં લેતાં, દાઉદ પૃથ્વી ઉપર થઇ ગએલા રાજાઓમાં એક ઘણોજ ઉત્તમ રાજા હતો.

**૬૨. સુલેમાન.** દાઉદના મરણ પછી તેનો પુત્ર સુલેમાન ગાદીનશીન થયો. તેની મા બાથશેબા હતી. તેણે રાજ્યનો આરંભ ઉત્તમ રીતે કર્યો, અને જ્યારે પરમેશ્વરે તેને ધન અને જ્ઞાન વચ્ચે પસંદગી કરવાને કહ્યું ત્યારે તેણે જ્ઞાન પસંદ કર્યું (૧ રાજા. ૩; ૫-૧૫). યરૂશાલેમમાં ભવ્ય મંદિર બાંધવાની દાઉદની ગોઠવણ તેણે પુરી પાડી. આખી દુન્યામાં જોવામાં નહિ આવેલું એવું ખુબસુરત મંદિર તેણે બંધાવ્યું. મંદિરની પ્રતિષ્ઠાક્રિયા પ્રસંગે જે પ્રાર્થના તેણે કરી તે બહુ જાણવાજોગ છે (૧ રાજા. ૩ ). તેની કીર્તિ આખી દુનિયામાં પ્રસરી ગઇ હતી. એક વખતે અરબસ્તાનના શેબાની રાણી એક હજાર માઇલ કરતાં લાંબી મુસાફરી કરીને તેની મુલાકાતે આવી. તેણે યરૂશાલેમમાં જે જોયું તથા સાંભળ્યું તે માટેનો તેનો અચંબો ૧ રાજા. ૧૦ માં વર્ણવ્યો છે. તે આશ્ચર્યતા સાથે બોલી ઉઠી કે "મેં આવીને મારી નજરે તે જોયું, ત્યાં સુધી હું તે વાત માનતી નહોતી; ને મને અડધું પણ કહેવામાં આવ્યું ન હતું. જે કીર્તિ મેં સાંભળી હતી તે કરતાં તારૂં જ્ઞાન તથા ભાગ્યોદય વિશેષ છે."

**૬૩.** પણ અફસોસ! સુલેમાને જે સારી શરૂઆત કરી તે તેણે ઉત્તમ રીતે પકડી રાખી નહિ. પોતાનો મહિમા અને રાજકીય સત્તા વધારવા માટે તેણે મૂર્તિપૂજક રાજાઓ સાથે દોસ્તી કરી. તે ફારૂનની કુંવરી સાથે પરણ્યો, અને એ ઉપરાંત તેણે સેંકડો સ્ત્રીઓ કરી કે જેઓએ તેનું હૃદય પ્રભુના માર્ગથી ફેરવી નાંખ્યું (૧ રાજા. ૧૧; ૧-૮). આજ અધ્યાયમાં પરમેશ્વરની ચેતવણીનો તે ઇનકાર કરતો દેખાય છે.

૬૪. **શમૂએલની ચેતવણી ખરી પડે છે.** પ્રજા ઉપર રાજા ઠરાવવામાં આવે તો તેના ઉપર શું શું આવી પડશે તે સંબંધી શમૂએલે જે જે ચેતવણી આપી હતી તે સુલેમાનમાં પુરી થએલી જોવામાં આવે છે (૧ શમ. ૮; ૧-૧૮). પુન. ૧૭; ૧૪-૨૦ માં દેવે મુસાની મારફતે જે કહ્યું તેની પણ તેણે અવગણના કરી. તેણે કર એટલો બધો વધારી દીધો કે લોકો તે ભરી શકયા નહિ. તેની રાજદરબારી જીંદગી બહુજ મોજશોખભરેલી અને તેને નિર્બળ કરી નાંખે એવી હતી. દરેક પ્રકારની મોજમઝા માટેની તેની સ્ત્રીઓની માગણીઓ હમેશાં ચાલુ હતી. જો કે તેની બાહ્ય આબાદી ઘણી જણાતી હતી પણ આ રીતે ઉડાવ હાથથી સડાનાં બી વવાયાં. તે રાજસત્તા અને મોજમઝામાં એવો ગાંડો થઇ ગયો હતો કે પાસે આવતું તોફાન તે જોઈ શકયો નહિ. આવી રાજનીતિનો અંત દુઃખદાયકજ નીવડે એતો દેખીતું છે. તેનાં દૃષ્ટાંતો પરથી તે ગમે તેવો જ્ઞાની દેખાય, પણ ઇશ્વરની બીકમાં જેનું મુળ છે એવા વ્યવહારિક જ્ઞાનની તેનામાં અછત દેખાય છે. તેની ધીમે ધીમે અધોગતિ થતી ગઈ, અને ફક્ત તેની કીર્ત્તિ અને દાઉદના પુત્ર તરીકેના માનથી તેનો વિનાશ થતો અટકયો. પણ તેના મરણ પછી તરતજ તેના રાજ્યમાં ફાટફુટ પડવાથી તેની ઉતરતી રાજનીતિનું પરિણામ ખુલ્લેખુલ્લું જણાઇ આવ્યું. શાઉલ અને દાઉદની માફક તેણે પણ ૪૦ વર્ષ ઇસ્રાએલ પર રાજ્ય કીધું.

**સવાલો.**

૧. ઇસ્રાએલ લોકે રાજા માગતી વખતે કયું દેખીતું કારણ બતાવ્યું?
૨. વળી કયું બીજું અને વધારે સત્ય કારણ તેઓએ આગળ ધર્યું હતું?
૩. લોકોની આ માગણી સંબંધી દેવે શું કહ્યું?
૪. શાઉલે શું સારૂં કીધું?
૫. દેવે શાઉલને રાજા હોવાને કેમ નકાર્યો?
૬. શાઉલનો અંત કેવી રીતે આવ્યો?
૭. દાઉદે સાત વર્ષ સુધી કયા એક કુળ પર રાજ્ય કીધું?
૮. દાઉદના રાજ્યની સૌથી લાંબા વિસ્તારની હદ કહો.

૯. ધર્મસ્થાપનાને માટે દાઉદે શું કર્યું? અને તે કયા નગરમાં?
૧૦. દાઉદ કયા ભયંકર પાપમાં પડયો?
૧૧. દાઉદની છેવટની જીંદગીમાં કયું ભારે દુઃખ તેના માથા ઉપર આવી પડયું?
૧૨. દાઉદની શરૂઆતની જીંદગીના અંત વખતેના ધાર્મિક જીવન સંબંધી આપણે સાધારણ રીતે શું કહી શકીએ?
૧૩. સુલેમાને રાજ્યનો આરંભ કેવી રીતે કર્યો?
૧૪. યરૂશાલેમમાં કયું પ્રખ્યાત અને ભવ્ય મકાન તેણે ઉભું કીધું?
૧૫. બીજા રાજાઓની દોસ્તીમાં સુલેમાને કેવી રીતે પાપ કર્યું?
૧૬. કોઇપણ રાજાએ રાજ્ય ચલાવતાં કયો કાર્યક્રમ અનુસરવો તે સંબંધી દેવે કંઈ નિયમો આપ્યાં છે?

---

## પાઠ ૮ મો.

### રહાબઆમથી હોશીઆ સુધી.

જુનો કરાર—ચોથો જમાનો (ચાલુ).

**મુખ્ય પુરૂષો.**

**રહાબઆમ.** પોતાના પિતા સુલેમાનના મરણ પછી તે ગાદીએ બેઠો. સારી શિખામણનો તુચ્છકાર કરી પ્રજાને ગુસ્સે કરી (૧ રાજા. ૧૨; ૧-૨૦).

**ઈસ્રાએલનું રાજ્ય.** (ઉત્તરનું રાજ્ય).

**યરોબઆમ ૧ લો.** બળવો કરનાર દશ કુળોએ તેને રાજા ઠરાવ્યો. તેણે ભક્તિને માટે સોનાના બે વાછરડા ઉભા કીધા (૧ રાજા. ૧૨; ૨૫-૩૩).

**આહાબ.** ઓમ્રીની પછી ઇસ્રાએલના રાજ્યનો રાજા થયો (૧ રાજા. ૧૬; ૨૮). તેણે ઇઝેબેલ સાથે લગ્ન કીધું અને તેથી બઆલની પૂજા સ્થાપન થઈ (૧ રાજા. ૧૬; ૩૧).

**એલીયાહુ અને એલીશા.** તેઓ ઇસ્રાએલ રાજ્યની ભુંડાઇ અટકાવવાને દેવથી મોકલેલા ભવિષ્યવાદીઓ હતા. એલીયાહુને આહાબ સાથે જાણીતો ઝઘડો થયો (૧ રાજા. ૧૭; ૧–૧૮; ૪૬). તે સાથે ૧ રાજા. ૨૧ પણ વાંચો. આ વાર્તાનો વિસ્તાર ૧૦ મા પાઠમાં કરવામાં આવ્યો છે તે જુઓ.

**યેહૂ.** તે રાજા હતો. તેણે બઆલની પૂજા નષ્ટ કરવાને યત્ન કર્યો (૨ રાજા. ૯; ૧૦). તેનો સુધારો કંઇક દરજ્જે પાર પડયો, પણ તેના પુત્ર યહોઆહાઝે ફરી ભારે મૂર્તિપૂજા ચાલુ કરી (૨ રાજા. ૧૩; ૨-૯).

**યરોબઆમ ૨ જો.** ઇસ્રાએલ રાજ્યનો રાજા હતો. તેનું જ્યારે બાહ્ય આબાદી માટે પ્રસિદ્ધ છે, પણ આંતરિક સડો ચાલુ રહ્યો (૨ રાજા. ૧૪; ૨૪). આમોસ અને હોશીઆની ભવિષ્યવાતનો સમય સરખાવો.




**હોશીઆ.** આ તો સહુથી છેલ્લો રાજા હતો. આસ્શૂરનો રાજા સમરૂનને જીતી લે છે, અને તેના વખતમાં ઇસ્રાએલનો બંદીપ્રવાસ થાય છે (૨ રાજા. ૧૭; ૧-૪૧).

**શાલ્માનેસેર.** આસ્શૂરનો રાજા.

**વખત.** ઇ. સ. પૂર્વે ૯૮૨ થી ઇ. સ. પૂ. ૭૧૮ સુધી.

**જગ્યાઓ.** શખેમ, બેથેલ, દાન, કાર્મેલ પર્વત, યિઝ્રએલ, હોરેબ, સમરૂન, કરીથ અને સારફાથ.

**બનાવોનો સાર.** જે સમયમાં દુષ્ટ રાજાઓ લોકોને અમંગળ મૂર્તિપૂજા તરફ દોરી ગયા તે સમયમાં પરમેશ્વરે એલીયાહ અને એલીશા જેવા ભવિષ્યવાદીઓને ઉભા કરી તેઓનાં પાપથી બચાવવાનો પ્રયત્ન કર્યો.

## વિભાગી-રાજ્ય. ઇસ્રાએલનું કે ઉત્તરનું રાજ્ય.

**૬૫. રહાબઆમ રાજા થાય છે.** સુલેમાનના મરણ પછી તેનો પુત્ર રહાબઆમ ગાદી ઉપર આવ્યો. યરોબઆમની આગેવાની નીચે એક ટોળી રાજા પાસે આવી, અને સુલેમાને મુકેલો ભારે કર હલકો કરવાની માગણી કરી. કડક મિજાજના જુવાન મિત્રોની મુર્ખાઇભરેલી સલાહથી એ વિષે બેદરકારી જવાબ આપ્યો. તેણે કહ્યું કે, "મારી ટચલી આંગળી મારા બાપની કમ્મર કરતાં જાડી છે" (૧ રાજા. ૧૨; ૧-૨૦). આ સાંભળી ઇસ્રાએલી માણસોએ એકદમ બળવો કર્યો અને યરોબઆમને પોતાનો રાજા ઠરાવ્યો. ત્યારથી માંડીને અંત સુધી રાજ્યના બે વિભાગ પડયા, અને ઘણી વખતે એક ભાગ બીજા ભાગની વિરૂદ્ધ થતો હતો.

**૬૬. ઇસ્રાએલનું કે ઉત્તરનું રાજ્ય.** આ રાજ્યનો પહેલો રાજા યરોબઆમ હતો. તેને એવો ભય લાગ્યો કે જો આ બે વિભાગના લોકોનો ધર્મ વાસ્તવિક રીતે સરખોજ રહેશે તો મારા લોક ભજન કરવાને નિયમિત રીતે દક્ષિણના રાજ્યની રાજધાની જે યરૂશાલેમ ત્યાં હમેશાં જશે અને એથી કરીને કદાપિ તેઓ મને મુકી દેશે. તેથી તેણે પોતાના દેશને માટે વાછરડાની પૂજા ઉભી કીધી, અને એવા બે વાછરડા એક યહુદાહની હદ પર બેથેલમાં અને બીજો તેના રાજ્યની ઉત્તર હદ પર દાનમાં મૂકયો. આ બે ભક્તિસ્થાનમાં તેણે પોતાના લોકોને નોતર્યાં એ માટે કે તેઓ યરૂશાલેમમાં યહુદાહ રાજ્યના માણસો સાથે જોડાતાં અટકે. તેણે કહ્યું કે "યરૂશાલેમમાં જવું તમને ઘણું મુશ્કેલ થઇ પડે છે. જુઓ તમારા દેવો......આ રહ્યા" (૧ રાજા. ૧૨; ૨૫-૩૩). "તું પોતાને સારૂ કોઈ કોરેલી મૂર્તિ ન કર"—દેવની આ આજ્ઞાની વિરૂદ્ધ થઇ તેમજ અરણ્યમાં હારૂને બનાવેલા સોનાના વાછરડાના સંબંધમાં ઇસ્રાએલને જે દુઃખદાયક અનુભવ થયો હતો, તે ભુલી જઇ તેણે આ બધું કીધું.

**૬૭.** યરોબઆમના આ કૃત્યથી ઉત્તરના રાજ્ય માટે મૂર્તિપૂજાની જે રીત સ્થાપન થઇ તે તેઓના ઇતિહાસના અંત લગી તે દેશમાં ચાલુ

રહી. ઉત્તરના રાજ્યનાં બધાં માણસોએ યહોવાહની સેવા કરવાને ના કહ્યું એમ તો હતુંજ નહિ, પણ રાજકર્તાઓ મૂર્તિપૂજાને જુદાં જુદાં કારણોને લીધે ઉત્તેજન આપતા હતા.

૬૮. **આહાબ અને ઇઝેબેલ.** ઈ. સ. પૂ. ૯૨૫માં આહાબ ઉત્તરના રાજ્યની ગાદીએ બેઠો. સીદોનીઓના રાજા એથ્બઆલની પુત્રી ઇઝેબેલ સાથે તે પરણ્યો. આ સ્ત્રી ચતુર પણ બહુજ ભુંડી હતી. તેણે પોતાના પતિ પાસે બઆલ અને અશેરાહ મૂર્તિની પૂજા સ્થાપન કરાવી. આ પૂજા ઘણી ધિક્કારવાજોગ હતી એટલુંજ નહિ, પણ જેઓ ઇબ્રાહીમના દેવની સેવા કરતા હતા તેઓનો સમૂળગો નાશ કરવાનો તેમનો ઇરાદો હતો. તેઓએ ભવિષ્યવાદીઓના પુત્રોને (વિદ્યાર્થીઓને) સતાવ્યા એટલુંજ નહિ પણ તરવારની ધારથી તેમને માર્યાં. ખરા દેવની સેવા ગુપ્તમાં પણ કરવાનું તે વખતે જોખમભરેલું હતું.

૬૯. **એલીયાહુ અને એલીશા.** આવા વખતમાં પરમેશ્વરે કૃપા કરીને મોટા ભવિષ્યવાદીઓને ઉત્તરના ઇસ્રાએલ લોક પાસે મોકલ્યા, એ માટે કે તેઓ મુસા અને કુળપતિઓના દેવના તાબામાં તેમને પાછા લાવે. વિદ્યાર્થીઓને યાદ હશે કે, પ્રસ્તાવનામાં દર્શાવ્યા પ્રમાણે આ જમાનાનું સવિસ્તર વર્ણન શાસ્ત્રમાં આપેલું છે, અને ચમત્કારોની વૃદ્ધિવાળો જમાનો છે. માટે આ જમાનો ઘણો અગત્યનો છે. એલીયાહ અને તેની પછી થનાર ભવિષ્યવાદી એલીશાએ, લોકોની પડતી હાલત અટકાવવાના બનતા પ્રયત્નો કર્યાં; પણ ઘણે ભાગે આ યત્નો નિષ્ફળ ગયા. થોડા વખત લગી તો એમજ લાગ્યું કે, કંઇક ખરેખરો સુધારો થશે, પણ તે સુધારો લાંબા વખત સુધી ચાલ્યો નહિ, પણ રાજકર્તાઓથી આડે રસ્તે દોરવાઇને લોકો તુરત ફરી મૂર્તિપૂજાની તરફ વળી ગયા.

૭૦. **યેહૂ.** ઉત્તરના ઇસ્રાએલ રાજ્યની પડતીના દિલગીરી ભરેલા બ્યાનમાં જે આનંદમય એક પ્રકાશિત ભાગ છે તે ઇ. સ. પૂ. ૮૯૧માં યેહૂના સંબંધમાં દેખાય છે (૨ રાજા. ૯, ૧૦). તેણે બઆલના ભકતો સાથે સખ્તાઇથી વર્તીને તેની ભક્તિનો સંપૂર્ણ અંત લાવવાને બનતો પ્રયત્ન કર્યો. તેણે લગભગ ૨૮ વર્ષ રાજ્ય કીધું. તેના

પુત્ર યહોઆહાઝે વાછરડાની પૂજા કરવાનું અઘોર પાપ ચાલુ રાખ્યું, અને એમ તેણે લોકોને ફરીથી અધોગતિમાં આણ્યા.

**૭૧. યરોબઆમ ૨ જો.** તેના આશ્રા હેઠળ ઉત્તરના ઈસ્રાએલ રાજ્યે બાહ્ય—આબાદી પ્રાપ્ત કરી તે ખરી વાત, પણ તેમની ધર્મ સંબંધીની હાલતમાં જરા પણ ફેર થયો નહિ. માણસો લોભી થયા, અને સંસારી વાનાં પરના પ્રેમનો તથા જૂદી જૂદી જાતનાં પાપનો પ્રચાર થયો. ઘણુંકરીને આ વખતે, દેવે રાજા અને પ્રજાનાં પાપ સામે સાક્ષી પુરવાને આમોસ ભવિષ્યવાદીને મોકલ્યો. એ સંબંધમાં આમોસનું પુસ્તક વાંચો, તેમાં ઈસ્રાએલને તેઓના પૂર્વજોના દેવની ભક્તિ તરફ પાછા વાળવા માટે કેવી આગ્રહપૂર્વક આજીજીઓ કરે છે! પણ તે બધું નિષ્ફળ હતું, કેમકે ઇસ્રાએલ મૂર્તિપૂજાને વળગી રહ્યા.

**૭૨. હોશીઆ.** હોશીઆ પણ લગભગ આજ સમયમાં જાહેર થયો અને લોકોને સ્વધર્મત્યાગથી પાછા વાળવાને પોતાથી બનતો પ્રયત્ન કર્યો. તેને "આજીજી કરનાર ભવિષ્યવાદી" કહેવામાં આવે છે તે વ્યાજબી છે, કેમકે તેના કાલાવાલા હૃદયભેદક છે. છતાં તેની બધી દલીલો નિષ્ફળ નિવડી, કેમકે ઇસ્રાએલે તેમાંની એકનો સ્વીકાર કર્યો નહિ.

**૭૩. રાજાઓમાં છેલ્લો હોશીઆ.** આખરે ઇશ્વરની ધીરજ ખુટી ગઇ અને તેણે ઉત્તરના રાજ્યને તેના શત્રુઓના હાથમાં સોંપી દીધું અને લોકોને બંદીપ્રવાસમાં લઇ જવામાં આવ્યા. હોશીઆ ઇસ્રાએલી રાજ્યનો છેલ્લો રાજા હતો. તેની કારકીર્દીમાં આસ્શૂરના રાજાએ સમરૂન સર કર્યું અને લોકોને બંદીવાન કરીને લઇ ગયો. ઇસ્રાએલ પર આવી પડેલી છેલ્લી આફતનાં કારણોનો સારાંશ પવિત્ર લેખ આપે છે તે જાણવાને વિદ્યાર્થીઓએ ધ્યાનપૂર્વક ૨ રાજા ૧૭; ૧-૪૧ વાંચવું. તેઓનાં પાપને લીધે તેઓને આ ભયંકર પીડાઓ ખમવી પડી.

**૭૪.** દેશનિકાલ કરવામાં આવેલા લોકને બદલે આસ્શૂરના રાજાએ તે દિવસોની રીત પ્રમાણે પરદેશીઓને વસાવ્યા. આથી કરીને સમરૂનની વસ્તી ઘણી મિશ્ર થઈ ગઇ, અને આ મૂર્તિપૂજકોની ખોટી ભક્તિ એ કુળપતિઓના દેશના ઉત્તર ભાગમાં સ્થાપન થઇ. આથી કરીને

નહેમ્યાહના તેમજ આપણા પ્રભુ ઇસુના દિવસો સુધી યહુદીઓ અને સમરૂનીઓ વચ્ચે દ્વેષભાવ ચાલતો જણાય છે.

## સવાલો.

૧. સંયુક્ત રાજ્યમાં ફાટફુટ પડવાનું શું કારણ?
૨. ઇસ્રાએલના ઉત્તરના રાજ્ય પર કોને રાજા ઠરાવવામાં આવ્યો?
૩. આ વખતે યરોબઆમના મનમાં બીક ઉત્પન્ન થઇ તેનું કારણ શું?
૪. ઇસ્રાએલ રાજ્યનો કઇ જાતનો સંબંધ દક્ષિણના યહુદાહના રાજ્ય સાથે ન થાય માટે યરોબઆમે શું કર્યું?
૫. સોનાના વાછરડા કયાં કયાં ઉભા કરવામાં આવ્યા?
૬. આહાબે કોની સાથે લગ્ન કર્યું?
૭. ઇઝેબેલે ધર્મ સંબંધી કઈ નવી પૂજા દાખલ કરી?
૮. તે ઇશ્વરભકતોની સાથે કેવી રીતે વર્તી?
૯. પરમેશ્વરે આ વખતે કયા બે મોટા ભવિષ્યવાદીઓ ઇસ્રાએલમાં ઉભા કર્યા?
૧૦. એલીયાહ અને તેની પછી થનાર એલીશાના સંદેશાની અસર કાયમ રહી?
૧૧. યરોબઆમના હાથ નીચે રાજ્ય કેવી રીતે ચાલ્યું?
૧૨. તેની રાજ્યઆબાદીને લીધે ધર્મમાં કંઇ સુધારો થયો?
૧૩. દેવે પોતાના લોકને પોતા તરફ પાછા વાળવાને માટે જે બે ભવિષ્યવાદીઓને મોકલ્યા તેમનાં નામ આપો.
૧૪. શું આ બે ભવિષ્યવાદીઓ સફળતા પામ્યા?
૧૫. કયા રાજાના વખતમાં ઇસ્રાએલનો બંદીપ્રવાસ થયો?
૧૬. દેશનિકાલ થએલા લોકને બદલે દેશમાં કોને વસાવવામાં આવ્યા?
૧૭. જૂદી જૂદી કોમોનું અને ધર્મનું મિશ્રણ થવાથી શું પરિણામ આવ્યું?

# પાઠ ૯ મો.

## અબીયામથી સિદકીયાહ સુધી.

જુનો કરાર—ચોથો જમાનો (ચાલુ).

**મુખ્ય પુરૂષો.**

**અબીયામ.** રહાબઆમનો પુત્ર. તેણે ત્રણ વર્ષ રાજ્ય કીધું (૧ રાજા. ૧૫ ; ૧-૮).

**આસા.** અબીયામનો પુત્ર. તેણે ૪૧ વર્ષ રાજ્ય કર્યું (૧. રાજા ૧૫ ; ૯–૨૪). તેણે સુધારો કરવાને પ્રયત્ન કર્યો.

**યહોશાફાટ.** આસાનો પુત્ર. તેણે યહુદાહને મોટી ફતેહ પમાડી (૨ કાળ. ૧૭ ; ૧–૨૦ ; ૩૭).

**યહોરામ.** આહાબની પેઠે તેણે ભુંડું કીધું (૨ કાળ. ૨૧ ; ૬). તેના પછી અહાઝયાહ થયો (૨ કાળ. ૨૨ ; ૪). તે પછી અથાલ્યાહ રાણી થઇ. તે પોતાની પૂર્વના રાજાઓ કરતાં ભુંડી હતી (૨ કાળ. ૨૨ ; ૧૦–૨૩ ; ૧૫).

**યોઆશ.** આ બહુ ભલો રાજા હતો. તેણે સાત વર્ષની ઉમરે રાજ્ય શરૂ કર્યું અને મંદિર સમાર્યું (૨ કાળ. ૨૪ ; ૧–૨૭).

**અમાસ્યાહ**
**ઉઝઝીયાહ**
**યોથામ**
} આ રાજાઓ કોઇ વાતમાં પ્રખ્યાતિ પામ્યા નથી (૨ કાળ. ૨૫ ; ૧–૨૭ ; ૯).

**આહાઝ.** આ બહુ ભુંડો રાજા થઇ ગયો. મૂર્તિઓની આગળ પોતાનાં બાળકોને અગ્નિમાં બાળ્યાં (૨ કાળ. ૨૮ ; ૩).

**હિઝકીયાહ.** યહુદાહના રાજાઓમાં તે શ્રેષ્ઠ હતો (૨ કાળ. ૨૯ ; ૧–૩૨ : ૩૩).

**મનાશ્શેહ.** આતો કેટલીક વાતે ભુંડામાં ભુંડો રાજા હતો. તેણે પરમપવિત્રસ્થાનમાં મૂર્તિ ઉભી કીધી (૨ કાળ. ૩૩ ; ૧–૨૦. ૨ રાજા ૨૧ ; ૧–૧૮).

**યોશીયાહ.** તે એક સારો રાજા હતો. આઠ વર્ષનો હતો ત્યારે ગાદીએ બેઠો. તેના વખતમાં મંદિર સમારવામાં આવ્યું, નિયમશાસ્ત્રનું

વાંચન થયું અને બીજા અગત્યના સુધારા દાખલ કીધા (૨ રાજા. ૨૨ ; ૧–૨૩ ; ૩૦).

**સિદકીયાહ.** યોશીયાહના રાજ્ય પછી સ્થિતિ ભુંડી થઈ અને આખરે સિદકીયાહના વખતમાં યહુદાહનો બાબેલમાં બંદીપ્રવાસ થયો (૨ રાજા. ૨૫ ; ૧–૨૧).




**પરદેશની દેશજાતિઓ.** આસ્શૂર, બાબેલ, અરામ અને મિસરની. તેઓ યહુદાહના દુઃખના પરિણામનું સાધનભુત હતી.

**વખત.** ઈ. સ. પૂ. ૯૬૬ થી ઇ. સ. પૂ. ૫૮૮ લગી.

**જગ્યાઓ.** યહુદાહ, યરૂશાલેમ અને બાબેલ.

**બનાવોનો સાર.** "**यथा राजा तथा प्रजा**" એ કહેવત યહુદાહના રાજ્યના ઇતિહાસમાં પુરી પડેલી જોવામાં આવે છે. કેમકે ઘણી વખતે દર્શાવવામાં આવ્યું છે કે એક ભલા આગેવાનથી આખી પ્રજા દેવ તરફ ફરે છે. છેવટે ઇસ્રાએલની માફક યહુદાહને પણ ગુલામગીરીમાં સોંપવામાં આવે છે.

## વિભાગી રાજ્ય: યહુદાહ એટલે દક્ષિણનું રાજ્ય.

**૭૫. યહુદાહનું રાજ્ય.** ઇસ્રાએલના રાજ્ય કરતાં આ રાજ્ય ૧૩૦ વર્ષ વધારે ચાલ્યું. દેવના નિયમો પ્રત્યે યહુદાહની વફાદારીનું પરિણામ આ હતું. તોપણ આ રાજ્યના પહેલા રાજા રહાબઆમના વખતમાં લોકોનું વલણ ઈશ્વરની આજ્ઞાથી ફરી ગયું (૧ રાજા. ૧૪ ; ૨૧–૨૪). પરંતુ યરોબઆમે કીધું તેમ રહાબઆમ રાજાએ લોકોને મૂર્તિપૂજા તરફ ખેંચવાનો યત્ન કર્યો હોય એવો લેખ હાથ આવતો નથી. કદાપિ યહુદાહની રાજધાનીમાં મંદિર હોવાને લીધે કંઇક અંશે તેઓ યહોવાહના ભજનને વળગી રહ્યા. રહાબઆમનો પુત્ર અબીયામ પોતાના બાપનાં પગલાંમાં ચાલ્યો, પણ તેનો પુત્ર આસા ઘણો સારો માણસ હતો અને

તેણે સુધારો કરવાની કોશીશ કરી. જો કે તે યોગ્ય સુધારો કરી ન શકયો, પરંતુ તેના પૂર્વના રાજાઓ કરતાં તે સારો સુધારક રાજા હતો.

૭૬. **યહોશાફાટ.** તેના આશ્રા નીચે યહુદાહ કીર્તિની ટોચે પહોંચ્યું, "તે પોતાના પિતા દાઉદના પ્રથમ માર્ગોમાં ચાલ્યો ને બઆલીમની શોધ કીધી નહિ" (૨ કાળ. ૧૭; ૧–૨૦; ૩૭. ૧ રાજા. ૨૨ ; ૪૧–૫૦ ).

૭૭. **યોઆશ.** ભક્તિશીળ રાજાનો લાભ યહુદાહને આ રાજાથી ફરીવાર મળ્યો. તેણે મંદિરને સુધાર્યું અને પરમેશ્વરની ખરી ભક્તિ ફરીને સ્થાપન કરવાને તેણે તેનાથી થાય તેટલું કર્યું.

૭૮. **આહાઝ.** ચઢતીપડતીના કંઇક સમય પછી આપણે આહાઝને યહુદાહની ગાદી ઉપર જોઇએ છીએ. જે દેવની નજરમાં ભુંડું હતું તે તેણે કીધું, અને પોતાના પુત્રને અગ્નિમાં ચલાવ્યો, એટલે વિદેશી લોકની મૂર્તિઓને અર્પણ કર્યો. તેણે વાછરડાની પૂજા દાખલ કરી અને દરેક પહાડ પર અને દરેક લીલા મોટા વૃક્ષની તળે મૂર્તિપૂજા માટે તેણે ઉંચસ્થાનો બંધાવ્યાં (૨ રાજા. ૧૬ ; ૧–૪ ). જો તેનો પુત્ર હિઝકીયાહ તેના કરતાં વધારે ભકિતશીળ ન હોત, તો યહુદાહનો નાશ ઘણો વહેલો આવત. તેની કારકીર્દીમાં ઇસ્રાએલનો બંદિપ્રવાસ થયો.

૭૯. **હિઝકીયાહ.** તેણે ઘણા સુધારા કર્યાં. ઉંચસ્થાનો દૂર કર્યાં. અશેરાહ મૂર્તિ કાપી નાંખી. મુસાના બનાવેલા પિત્તળના સર્પને ભાગીને ટુકડા કરી નાંખ્યા, કેમકે લોકો તેની આગળ ધૂપ બાળી તેની પૂજા કરતા હતા (૨ રાજા. ૧૮ ; ૧–૮ ). તે યહુદાહના રાજાઓમાં શ્રેષ્ઠ હતો, અને તેની પછીના રાજાઓ તેનાં પગલાંમાં ચાલ્યા હોત તો યહુદાહનો બંદિપ્રવાસ થાત નહિ. તેની રાજ્યકારકીર્દીમાં દેવે યહુદાહને સાન્હેરીબના લશ્કરથી અજાયબ જેવો છૂટકો આપ્યો હતો.

૮૦. **મનાશ્શેહ.** અફસોસની વાત છે કે ઉપલા ભલા રાજા પછી તેનો પુત્ર જે નિર્માલ્ય માણસ હતો તે રાજગાદી ઉપર બેઠો. યહુદાહના સર્વ રાજાઓમાં તે સૌથી દુષ્ટ હતો. તેણે પોતાના પિતાએ ભાગી નાંખેલાં ઉંચસ્થાનો અને બઆલની મૂર્તિપૂજાની વેદીઓ ફરી બંધાવી.

પણ એ સર્વ ઉપરાંત પોતાથી અગાઉ થએલા સર્વ રાજાઓ કરતાં તેણે એ ભુંડું કામ કર્યું કે, પરમપવિત્રસ્થાનમાંથી કરારકોષ ખસેડીને તેની જગ્યાએ તેણે કોરેલી મૂર્તિ ઉભી કરી. એવી નોંધ લેવામાં આવી છે કે, દેવે પોતાના લોકો માટે જગ્યા કરવા સારૂ જે દેશજાતીઓને દૂર કરી તેઓ કરતાં પણ મનાશ્શેહે લોકને પાપમાં દોરી જવાને માટે વધતું કીધું. દાઉદના તખ્ત પર બેસનારને માટે શું આ વાત ઘણી ભયંકર ન કહેવાય!

૮૧. **યોશીયાહ.** લોકોને ફરીથી વિસામો મળ્યો હતો, કેમકે મનાશ્શેહનો પૌત્ર યોશીયાહ તે જુદા પ્રકારનો માણસ હતો. જ્યારે તેણે રાજ્ય કરવાનું શરૂ કર્યું ત્યારે તે ફક્ત આઠ વર્ષની ઉંમરનો હતો, પણ દેવની નજરમાં જે સારૂં તે કરવાનો તેણે પ્રયત્ન કીધો. મંદિરને સમારવામાં આવ્યું. નિયમશાસ્ત્ર મળી આવ્યું, તેનો અભ્યાસ કરવામાં આવ્યો. કરાર ફરીથી જાહેર રીતે પ્રગટ કરવામાં આવ્યો. પરમપવિત્ર-સ્થાનમાંથી મૂર્તિને કાઢી નાંખવામાં આવી અને તેને અગ્નિથી બાળી મુકી. ઉચ્ચસ્થાનોનો મોટે ભાગે નાશ કરવામાં આવ્યો. તે ઉપરાંત યરોબઆમે શરૂઆતમાં બેથેલ આગળ જે વેદી ઉભી કરી હતી તે ભાગી નાંખી. લાંબા વખતથી બંધ રહેલું પાસ્ખા પર્વ તેણે ફરીને ચાલુ કર્યું. તેના સુધારાની અસર ઉત્તરના રાજ્ય સુધી પહોંચી, પણ દુ:ખની વાત છે કે કાયમ અસર થઇ નહિ (૨ કાળ. ૩૪; ૩૫. ૨ રાજા. ૨૨; ૧–૨૩; ૨૮).

૮૨. **યહોયાકીમ** અને તેનો પુત્ર **યહોયાખીન.** યોશીયાહના મરણ પછી યહુદાહની પડતીનું વલણ કાયમ રહ્યું. પરમેશ્વરની કૃપાથી જે આબાદી લાંબા વખત સુધી રહેલી હતી તેનો અંત આખરે આવ્યો. યહોયાકીમના સમયમાં સંપૂર્ણ હાર થઈ, અને તેના પુત્ર યહોયાખીનના સમયમાં યહુદાહના લોકો બાબેલના બંદિપ્રવાસમાં લઇ જવાયા. આ પ્રમાણે દેવે જે સંબંધી પોતાના લોકને ચેતવણી આપી હતી તે પૂર્ણ કરવામાં આવી અને ભવિષ્યવાત મુજબ શિક્ષાનો સમય આવી પહોંચ્યો.

૮૩. **પરદેશી દેશજાતિઓ.** આ બધા દુ:ખજનક હેવાલમાં પરદેશી દેશજાતીઓએ આગળ પડતો ભાગ લીધો છે, એટલે આસ્શૂર, બાબેલ, અરામ અને મિસરની પ્રજાએ દુ:ખ દેવામાં વધતો ઓછો ભાગ લીધો. પણ જો ઉત્તરમાં ઇસ્રાએલે અને દક્ષિણમાં યહુદાહે ધર્મભ્રષ્ટતાનો

ભાગ ભજવ્યો ન હોત, તો આમાંની એકે પ્રજા તેમના ઉપદ્રવને માટે સાધનભૂત થાત નહિ. જે પ્રભુ તેના પરાક્રમી અને લંબાવેલા હાથથી તે સર્વને મિસરમાંથી કાઢી લાવ્યો તેને જો તેઓ વફાદાર રહ્યા હોત તો તે તેમને તેમના સર્વ શત્રુઓથી બચાવત. જો કેવળ મુસાની મારફતે મળેલી દેવની આજ્ઞાઓ તેઓએ સાંભળીને પાળી હોત તો પુન. ૨૮; ૧-૧૪ માં દર્શાવેલા બધા આશીર્વાદો તેઓને મળત. પણ તેઓએ દેવની આજ્ઞા માની નહિ, માટે પુન. ૨૮; ૧૫-૬૮ માં બતાવેલા શાપ તેઓ પર આવ્યા. તેમની મૂર્તિપૂજા અને દુષ્ટતાનું આ બધું પરિણામ હતું.

૮૪. **યશાયાહ અને યિર્મેયાહ.** રાજાઓ તથા લોકોને ચેતવણી ને બોધ આપવાને ભવિષ્યવાદીઓ ન હતા, અને એ માટે તેઓએ ભયંકર પાપો કીધાં, એમ તો નહિ; પણ જેમ ઉત્તરના રાજ્યને માટે ચેતવણી અને બોધ આપવા પ્રભુએ એલીયાહ, એલીશા, આમોસ અને હોશીઆને મોકલ્યા, તેમ દક્ષિણના રાજ્ય યહુદાહને માટે બે મહાન ભવિષ્યવાદીઓ એટલે યશાયાહ અને યિર્મેયાહને મોકલ્યા હતા. આ ભવિષ્યવાદીઓના કરતાં ઉત્તમ ચેતવણી, ઉત્તમ વચનો અને ઉત્તમ શિખામણો બીજો કયો માણસ આપી શકે? ઉઝીયાહના રાજ્યથી માંડી લગભગ ૬૦ વર્ષ લગી યશાયાહે લોકોને ભવિષ્યવાત કહી. ઉઝીયાહ, યોથામ, આહાઝ અને હિઝકીયાહ રાજાઓનો તે સમકાળિક હતો, અને પોતાના આ સર્વ વખતમાં તે વિશ્વાસુ રહ્યો. કેટલીક વખત તેની વાત તરફ ધ્યાન આપવામાં આવતું હતું અને કેટલીક વાર તેના ઠઠ્ઠા કરવામાં આવતા હતા. તોપણ તે હમેશાં વિશ્વાસુ રહ્યો. યિર્મેયાહ પણ એવોજ હતો, પોતાના માર્ગમાં પ્રમાણિકપણે ચાલતાં તે કોઈ વાતમાં ડગ્યો નહિ. મોટે ભાગે આગેવાનોએ આ બે માણસો સાથે કપટ રચ્યું, તેઓની નિંદા કરી અને મશ્કરીમાં ઉડાવ્યા પણ તેથી કંઇ વિશેષ કરી શકયા નહિ, કેમકે આગેવાનો અને લોકોનાં મન ભુંડું કરવા તરફ વળેલાં હતાં. જો કે લોકો એકસંપમાં હતા છતાં ભુંડાઈનો બદલો મળ્યા વગર રહ્યો નહિ, અને એમ આખરે તેમનો અંત આવ્યો.

૮૫. **બંદીપ્રવાસ.** જ્યારે ઇસ્રાએલે પ્રથમ કનાન દેશમાં જય સહિત પ્રવેશ કર્યો હતો તેમાં અને હાલ, ઈસ્રાએલ અને યહુદાહ સાંકળોથી

કેદી કરાઇને તિરસ્કાર સાથે દેશને છોડી કુચ કરી બહાર જાય છે તે બેમાં કેટલો તફાવત છે! જ્યારે વિશ્વાસથી તેઓએ યરેખો જીત્યું, ત્યારે હાલ વિશ્વાસના અભાવે તેઓ પોતે જીતાય છે, અને શરમ અને દુઃખમય દેશમાં લઇ જવાય છે!

## સવાલો.

૧. યહુદાહનું રાજ્ય કેટલો વખત ચાલ્યું?
૨. ઇસ્રાએલના રાજ્ય કરતાં કેટલાં વર્ષ વધારે ચાલ્યું?
૩. આ રાજ્ય વિશેષ લાંબું ચાલ્યું, તેનું કારણ શું?
૪. કયા રાજાના સમયમાં યહુદાહ સત્તાની ટોચે પહોંચ્યું?
૫. ત્યાર પછી જે રાજાએ દેવની બીક રાખી રાજ્ય કર્યું તેનું નામ આપો.
૬. આહાઝે કઇ ખાસ વાતમાં દેવને ગુસ્સે કીધો?
૭. યહુદાહના રાજાઓમાં ઘણુંકરીને કોને શ્રેષ્ઠ કહી શકીએ?
૮. હિઝકીયાહનો પુત્ર જ્યારે ગાદી ઉપર આવ્યો ત્યારે તે કેવી રીતે વર્ત્યો?
૯. મંદિરના સંબંધમાં તેણે કયું અઘોર પાપ કીધું?
૧૦. યહુદાહના કયા રાજાના સમયમાં ભારે સુધારા થયા?
૧૧. યોશીયાહે પોતાના સુધારા કયાં સુધી વધારવાનો પ્રયત્ન કર્યો?
૧૨. ઇસ્રાએલ અને યહુદાહની સામે થએલી પરદેશી દેશજાતિઓ કઇ કઇ હતી? તેનાં નામ આપો.
૧૩. જો પ્રભુના લોકો તેની પ્રત્યે વિશ્વાસુ રહ્યા હોત તો શું આ દેશજાતીઓ ફાવી શકત?
૧૪. યહુદાહના બે મોટા ભવિષ્યવાદીઓનાં નામ આપો.
૧૫. યશાયાહે કેટલાં વર્ષ ભવિષ્યવાદીનું કામ કર્યું?
૧૬. પ્રભુના લોકોનો દેશમાં પ્રથમ પ્રવેશ અને ત્યાંથી તેઓનું બંદિપ્રવાસમાં જવાને નીકળવું, એ બંને વચ્ચે જે તફાવત છે તેનું વર્ણન કરો.
૧૭. તેઓની અંતની વિપત્તિનું શું કારણ હતું?

# પાઠ ૧૦ મો.

## એલીયાહ.

### જુનો કરાર—ચોથો જમાનો સમાપ્ત.

**મુખ્ય માણસો.**

રાજકર્તાઓ :—આહાબ, ઇઝેબેલ અને અહાઝયાહ: ભવિષ્યવાદીઓ—એલીયાહ અને એલીશા (જુઓ પાઠ ૮ મો).

**એલીયાહની કારકીર્દીમાં બનેલા જાણવાજોગ બનાવો.** એલીયાહ આહાબની સામે પડયો (૧ રાજા. ૧૭; ૨-૭). સારફાથની વિધવાને ત્યાં રહ્યો (૧ રાજા. ૧૭; ૮-૨૪). બઆલના ભવિષ્યવાદીઓ સાથે ભારે યુદ્ધ કીધું (૧ રાજા. ૧૮; ૧-૪૦). વરસાદ માટે પ્રાર્થના કરી (૧ રાજા. ૧૮; ૪૧-૪૬) નિરાશ થઇ બેરશેબા નાસી ગયો (૧ રાજા. ૧૯; ૧-૮). હોરેબ ઉપર દેવનું પ્રકટીકરણ થયું (૧ રાજા. ૧૯; ૯-૨૧). નાબોથની દ્રાક્ષવાડી ગેરકાયદેસર લેવા માટે આહાબ અને ઇઝેબેલને ઠપકો આપ્યો (૧ રાજા. ૨૧; ૧-૨૯). અહાઝયાહની શિક્ષા પ્રગટ કરે છે (૨ રાજા. ૧; ૧-૧૮). વંટોળીઆથકી પૃથ્વી ઉપરથી લઇ જવાયો ને તેનો ભવિષ્યવાદી તરીકેનો ઝબ્બો એલીશાને મળ્યો (૨ રાજા. ૨; ૧-૧૮). રૂપાંતરના પહાડ પર ફરીને દેખાયો (લુક ૯; ૨૮-૩૬).




**વખત.** ઈ. સ. પૂ. ૯૨૫ થી ઇ. સ. પૂ. ૯૦૦.

**જગ્યાઓ.** સમરૂન, કરીથનું નાળું, સારફાથ, કાર્મેલ પર્વત, બેરશેબા, હોરેબ અને રૂપાંતરનો પહાડ.

**બનાવોનો સાર.** એલીયાહના વખતમાં વિદેશીઓના ધર્મની સાથે સત્યના ધર્મનો ઝઘડો બહુ ભારે ચાલ્યો. એ બે ધર્મની જે હદ

ચોકસ રીતે આ વખતે દોરવામાં આવી હતી તે ખ્રીસ્તી માણસોની હિમ્મતને તેજ કરવાના કામમાં આજ સુધી ઉપયોગી છે.

## મહાન ભવિષ્યવાદી એલીયાહ.

૮૬. **એલીયાહનો સંદેશો.** બધા ભવિષ્યવાદીઓ ઘણુંકરીને મોઢેથી શિક્ષણ આપતા હતા, એમ છતાં કેટલાક ભવિષ્યવાદીઓ લખતા પણ ખરા, જેમકે યશાયાહ અને બીજા કેટલાક. એલીયાહને આપણે બોલનાર ભવિષ્યવાદી કહીશું કેમકે તેણે કંઇ પણ લખ્યું હોય એવી નોંધ માત્ર એકજ જગ્યાએથી મળી આવે છે એટલે ૨ કાળ. ૨૧ ; ૧૨-૧૫. આહાબ અને ઇઝેબેલના સમયમાં જે મૂર્તિપૂજા આખા દેશમાં પસરી જવાની બીક હતી તે અટકાવવાને દેવે એલીયાહને ઉત્તરના ઇસ્રાએલ રાજ્યમાં મોકલ્યો હતો. આહાબ અને ઇઝેબેલે બે દેવતાઓની એટલે બઆલ અને અશેરાહની સ્થાપના કરી. લોકોનું મૂર્તિપૂજા તરફનું આ વલણ અટકાવવાને માટે પરમેશ્વરે અરણ્યમાંથી આ માણસને ઉભો કીધો. તેની શરૂઆતની જીંદગી સંબંધી આપણે કંઇ જાણતાં નથી. તે એકાએક પુખ્ત ઉમરના માણસ તરીકે આપણી નજરે પડયો. તે ગિલઆદનો રહીશ હતો અને ઘણો ધર્મચુસ્ત હતો. આ માણસનો ખ્યાલ આપણા મનમાં બરાબર આવે માટે આપણે તેને જાણવાજોગ છ દેખાવમાં જોઇશું.

૮૭. **૧ લો દેખાવ.** એલીયાહ અને આહાબ:—એલીયાહ રાજાને મળીને તેને જણાવે છે કે, ઇસ્રાએલના દેવના જીવના સમ, કે મારા કહ્યા વગર આખા દેશ પર વરસાદ કે ઝાકળની વૃષ્ટિ થશે નહિ. આવું કહેવામાં એલીયાહનો શો અર્થ હતો? અર્થ એ હતો કે, જે બે દેવતાનું ભજન કરવાની લોકને ફરજ પાડવામાં આવી હતી તેઓ કુદરત ઉપર અમલ ચલાવે છે એવી તેના ભજનારાઓની માન્યતા હતી, તેથી કરીને એલીયાહ મૂર્તિઓની વરસાદ સંબંધીની સત્તાની કસોટી કાઢતાં એવો દાવો કરે છે કે, કુદરત ઉપર બઆલ અને અશેરાહની સત્તા નથી, પણ એવો અધિકાર પરમેશ્વરે તેને આપ્યો છે. ત્યાર પછી એલીયાહ અલોપ થયો અને કયાં ગયો તે કોઇના જાણવામાં આવ્યું નહિ.

૮૮. પછી તેની ભવિષ્યવાત કેવી રીતે ખરી પડી તે જોવામાં આવે છે. પહેલા અને છેલ્લા વર્ષાદની મોસમ આવે છે પણ વરસાદ બીલકુલ પડતો નથી. કેટલાએક કહ્યું કે, "આ તો એક અપવાદ છે, આવતે વર્ષે પુષ્કળ વરસાદ થશે." પણ બીજું વર્ષ આવ્યું ને વરસાદ વગર કોરૂં ગયું. આથી કરીને આહાબ એલીયાહને શોધે છે એ માટે કે વાદળાનું તાળું ઉઘાડવાની ફરજ તેને પાડે, પણ કંઇ વળ્યું નહિ. ત્રીજું વર્ષ પણ વરસાદ વગર કોરૂં જાય છે. પૃથ્વી ઉપર ધૂળ ઉડે છે અને રાજાને પણ પોતાના ઘોડાઓને માટે ખોરાક મેળવવો કઠણ થઇ પડે છે. આ વખતે કદી નહિ બનેલી એવી વાત બને છે, એટલે ત્રણ વર્ષ સુધી વરસાદ નહિ પડ્યો એટલુંજ નહિ પણ ઝાકળ પણ પડ્યું નહિ.

૮૯. **૨ જો દેખાવ.** ભવિષ્યવાદી અને ગુસ્સે થએલા રાજાનો બીજો મેળાપ. આ મેળાપ બહુ રમુજી છે, તેમાં આહાબ એલીયાહ ઉપર અને એલીયાહ આહાબ ઉપર ઇસ્રાએલને દુ:ખ દેવાનો આરોપ મૂકે છે. પછી ભવિષ્યવાદી આગળ વધી આ બે દેવતા એટલે બઆલ તથા અશેરાહના પૂજારીઓની શક્તિ અજમાવવાને કાર્મેલ પર્વત ઉપર તેડે છે. આ બનાવ ઘણો જાણીતો છે માટે તેનું વર્ણન કરવાની અત્રે જરૂર નથી. એટલુંજ કહેવું બસ થશે કે બઆલના યાજકો તેઓના દેવતાઓ કુદરત ઉપર સત્તા ચલાવે છે એવું સાબીત કરવાને ભોંઠા પડયા. પરંતુ એલીયાહ પોતે સાબીત કરે છે કે, યહોવાહ દેવ કુદરતનો પણ પ્રભુ છે અને તેના હાથમાં સર્વ સત્તા રાખે છે. જુઓ એલીયાહની પ્રાર્થનાનો પ્રત્યુત્તર અગ્નિદ્વારે આપવામાં આવ્યો કે જે અગ્નિથી અર્પણ, લાકડાં પાણી અને આસપાસની જમીન પણ બળી ગઇ. હવે લોકો કબુલ કરવા લાગ્યા કે બઆલ નહિ પણ યહોવાહ દેવ તેજ ખરો દેવ છે. ત્યાર પછી એલીયાહની આજીજીદ્વારે વરસાદની વૃષ્ટિ થાય છે. એ પ્રમાણે આ બીજો દેખાવ ખતમ થાય છે.

૯૦. **૩ જો દેખાવ.** પહેલા બેથી આ દેખાવ ઘણો જૂદો છે. એલીયાહને આપણે રેતેમ (બારમાસી ઝાડ) ઝાડની તળે છેક નિરાશ થઈ બેઠલો અને પોતે પોતાના બાપદાદાઓ કરતાં વધતો સારો નથી એમ કહેતાં પોતાનો જીવ લઈ લેવાને પ્રભુ પાસે વિનંતી કરતો

જોઇએ છીએ. રાજાની સમક્ષ નિડરપણે ઉભો રહેનાર શું એજ માણુસ નથી? તો તેનામાં એટલો બધો ફેર થઈ જવાનું શું કારણ હશે? બઆલના યાજકો સાથેની ઝનુની લડાઇ પછી જે પ્રત્યાઘાત થયો તેને લીધે, અને યહોવાહ માટે તેના ધારવા મુજબ મોટો વિજય થયો નહિ એવું સમજીને કદાપિ તે આ પ્રમાણે નિરાશ થયો હશે. બઆલના ભવિષ્યવાદીઓને મારી નાંખવામાં આવ્યા કે તુરત ઇઝેબેલે આધીન થવાને બદલે એલીયાહને કહી મોકલાવ્યું કે, ચોવીશ કલાકની અંદર તેના હાલ પણ એજ થશે. આ પ્રત્યક્ષ નિષ્ફળતાને જોઇને કદાપિ ભવિષ્યવાદી નિરાશામાં આવી પડયો હશે, કેમકે તેને એવું દેખાયું કે તેની બધી મહેનત નકામી ગઈ. પણ આવા વખતે પરમેશ્વર પોતાના સેવકને દિલાસો આપે છે, ખોરાક અને આરામથી તેના શરીરનું પોષણ કરે છે, વળી તે એકલોજ યહોવાહનો સેવક બાકી રહ્યો છે એમ ધારવું ખોટું છે તેની ખાતરી કરી આપે છે; એ બધી વાતો ધ્યાનમાં લેવા જેવી છે. પછી મુસા જ્યાં ઘણી સ્વર્ગીય વાતો શીખ્યો ત્યાં એટલે હોરેબ પહાડ પર એલીયાહને મોકલવામાં આવે છે. અહિં દેવ તેની સાથે વાતચીત કરે છે અને તેને બીજું કામ સોંપે છે. ત્યાર પછી ભવિષ્યવાદી પહેલાંના જેવો ફરજ બજાવવામાં બળવાન માણુસ થાય છે. ત્રણ મહાન પુરૂષો એટલે મુસા, એલીયાહ અને પાઉલ હોરેબ પહાડ ઉપર ઘણું શીખ્યા (પાઉલે અરબસ્તાન જતાં ઘણુંકરીને હોરેબ તરફ મુસાફરી કરી હતી).

**૯૧. ૪ થો દેખાવ.** એલીયાહ ફરીને આહાબને મોઢેમોઢ મળે છે. જ્યારે નાથાનની દ્રાક્ષવાડી લઇ તે વાડીને શાકવાડી બનાવવાનો આહાબનો વિચાર હતો, ત્યારે નાબોથ પોતાના હક પ્રમાણે પોતાના બાપદાદાનો વારસો છોડવા રાજી ન હતો. જુલમે કરી કબજો લેવાની હિંમત આહાબને નહોતી, પણ દુષ્ટ ઇઝેબેલને તે વિષે કંઇ ફિકર ન હતી. લાંચ અને જુઠા સોગનદ્વારે તે નાબોથ ઉપર ‘‘દેવને તથા રાજાને શાપ દેવાનો’’ આરોપ મુકે છે અને પત્થરે મારી તેને મારી નંખાવે છે અને તેની માલમિલકત સરકારને સ્વાધીન લેવામાં આવે છે. પછી રાણી આહાબને તે દ્રાક્ષાવાડીનો કબજો લેવાનું કહે છે. આહાબ તે પ્રમાણે દ્રાક્ષવાડીમાં જાય છે અને ત્યાં એલીયાહ તેની સમક્ષ એકાએક આવી

ઉભો રહે છે. પોતાના અંતઃકરણથી દોષિત ઠરેલો રાજા એ પ્રસંગે ભવિષ્યવાદીને મળવાને બિલકુલ રાજી ન હતો. તે બીકમાં બોલી ઉઠયો, "હે મારા શત્રુ, શું હું તને મળ્યો છું." પછી ન્યાયી ભવિષ્યવાદી દોષિત રાજાને સખત ઠપકો આપે છે, અને એમ આ મેળાપ પૂર્ણ થાય છે.

૯૨. **૫ મો દેખાવ.** આ બનાવ યરદનની પૂર્વના દેશમાં બન્યો હતો. અહિં બે માણસોને સાથે સાથે મુસાફરી કરતા જોઇએ છીએ, આ બે જણ એલીયાહ અને એલીશા છે. એકાએક અગ્નિરથો અને અગ્નિઘોડાઓના જેવો અલૌકિક ઘોંઘાટ સંભળાય છે અને તે બેમાંનો વડો અલોપ થઇ આકાશમાં લઈ લેવાય છે, પણ નાનો આશ્ચર્ય પામી ભયભિત થઈ બુમ પાડી ઉઠે છે કે "મારા બાપરે, મારા બાપરે, ઇસ્રાએલના રથો તથા તેમના સ્વારો." નોંધવા લાયક છે કે જેમ એલીયાહ પ્રભુ તરફથી સંદેશો લઈને એકાએક જોવામાં આવે છે તેમ તેનું કામ પુરૂં કર્યાં પછી એકાએક અદૃસ્ય પણ થાય છે.

૯૩. **૬ ઠો દેખાવ.** બીજા દેખાવો કરતાં આ દેખાવ વધારે શાંત દેખાય છે. આ દેખાવ રૂપાંતરના પહાડ પર બન્યો હતો. આપણા પ્રભુ ઇસુને તથા તેના ત્રણ શિષ્યને અહિં આપણે જોઇએ છીએ. ત્યાં એકાએક બીજા બે જણ મહિમામાં દેખાય છે એટલે નિયમશાસ્ત્ર પ્રગટ કરનાર મહાન મુસા તથા મહાન ભવિષ્યવાદી એલીયાહ. યરૂશાલેમમાં થોડા વખતમાં થનાર મરણ સંબંધી વાત કરવામાં આવે છે. એટલામાં પરલોકથી મુલાકાતે આવેલા ઉપલા બે મહાન પુરૂષો અદૃસ્ય થાય છે અને પ્રભુ ઇસુ પોતાના ચકિત થએલા શિષ્યો સાથે એકલો રહી જાય છે.

૯૪. પોતાના હૃદયમાં દેવની બીક હોવાથી અને મનુષ્યની બીક બીલકુલ ન હોવાથી "દેવનો માણસ" એલીયાહ ગંભીર ઉભો રહે છે. તે પોતે ઇસ્રાએલને આશીર્વાદરૂપ થાય એવી પ્રભુની ઇચ્છા હતી, પણ અફસોસ! જેમ દેવે દયા કરી મોકલેલા બીજા ભવિષ્યવાદીઓનો ઇસ્રાએલે નકાર કર્યો તેમ તેનો પણ તેઓએ નકાર કર્યો, અને એમ ઇસ્રાએલ પોતાના નાશના ખાડા તરફ આગળ વધ્યા. ટુંકમાં આ આપેલું બ્યાન જાણવા સારૂ ૧ રાજા. ૧૭, ૧૮, ૧૯, ૨૧ અને ૨ રાજા. ૨ વાંચો.

## સવાલો.

૧. એલીયાહના વખતમાં ઇસ્રાએલ કયા દેવતાની પૂજા કરતા હતા?
૨. લોકોની માન્યતા પ્રમાણે આ બે દેવતાઓ કુદરત ઉપર કેવો અધિકાર ધરાવતા હતા?
૩. ભવિષ્યવાદી એલીયાહની જીંદગીના પહેલા દેખાવનું બ્યાન કરો.
૪. તે જે કસોટી કાઢવા માગતો હતો તેમાં તેને શો અર્થ હતો?
૫. આહાબ સાથેનો તેનો બીજો દેખાવ વર્ણવો. એલીયાહ અને બઆલના ભવિષ્યવાદીઓ વચ્ચે જે ઝગડો થયો તે કયાં આગળ હતો?
૬. બીજા દેખાવનો શો ભાવાર્થ હતો?
૭. એ પછી એલીયાહને આપણે કયાં જોઈએ છીએ?
૮. એલીયાહની નિરાશાનું શું કારણ હતું?
૯. આ પ્રસંગે એલીયાહ સાથે પરમેશ્વર કેવી રીતે વર્તે છે?
૧૦. ત્યાર પછી એલીયાહ કયાં જાય છે અને દેવ સાથેના તેના મેળાપથી તેના પર કેવી અસર થાય છે?
૧૧. ચોથો દેખાવ વર્ણવો.
૧૨. નાબોથ અને તેની દ્રાક્ષવાડીની વાત કહો.
૧૩. ત્યાર પછી મહાન ભવિષ્યવાદી આપણને કયાં મળે છે?
૧૪. એલીયાહ પછી કોણ ભવિષ્યવાદી થયો?
૧૫. એલીયાહ સંબંધીનો છેલ્લો દેખાવ જે શાસ્ત્રમાં વર્ણવેલો છે તે કયો હતો?

# પાઠ ૧૧ મો.

## બંદીપ્રવાસમાંથી પ્રત્યાગમન.

જુનો કરાર—પાંચમો જમાનો.

**મુખ્ય પુરૂષો અને મુખ્ય બનાવો.**

**બંદીપ્રવાસમાંથી પ્રત્યાગમન.** સીત્તેર વર્ષ પછી ઇરાનના રાજા કોરેશે ઝરૂબ્બાબેલના આશ્રા હેઠળ મંદિર ફરી બાંધવા સારૂ યહુદીઓને પાછા યરૂશાલેમ જવા દીધા (એઝ. ૧ ; ૧–૧૧). ફરીથી વેદી ઉભી કરવામાં આવે છે (એઝ. ૩ ; ૧–૭). હાગ્ગાય અને ઝખાર્યાહ ભવિષ્યવાદીઓ લોકોને ઉત્તેજન આપે છે તે વિષે તેમનાં પુસ્તકો જુઓ.

**સાઠ વર્ષ.** વિતી ગએલાં સાઠ વર્ષો વિષે આપણે કશું જાણતા નથી.

**એઝરા યરૂશાલેમ જાય છે.** ત્યાં જઇ બીજી પ્રજાઓ સાથે યહુદીઓનાં મિશ્ર લગ્ન અટકાવે છે, તેમજ બીજા સુધારા દાખલ કરે છે (એઝ. ૭ ; ૧–૯ ; ૧૫). તેણે નિયમશાસ્ત્ર વાંચી સમજાવ્યું (નહે. ૮ ; ૧–૧૮) અને માંડવાપર્વ પાળવામાં આવ્યું.

**નહેમ્યાહ.** આર્તાહશાસ્તા રાજાનો તે પાત્રવાહક હતો. તે યરૂશાલેમ શહેર અને તેના તુટી ગએલા કોટ માટે ઉત્સુક બની કંઇ માર્ગ પ્રભુ ઉઘાડે તેને માટે પ્રાર્થના કરે છે. રાજાની મદદ તેની પ્રાર્થનાના પ્રત્યુત્તરમાં આપવામાં આવે છે (નહે. ૧ ; ૧–૨ ; ૮). સાન્બાલ્લાટ તેની વિરૂદ્ધ થાય છે (નહે. ૨; ૧૯, ૨૦: ૪ ; ૧–૮, ૬; ૧–૧૪). એક મોટો જાહેર ધર્મોત્સવ પાળવામાં આવે છે (નહે. ૮; ૧–૧૮). યહુદાહના લોક બીજા લોકથી અલગ કરાયા (નહે. ૯; ૧-૩૮: ૧૩; ૧-૩). સાબ્બાથ દિવસ પાળવાનો નિયમ અમલમાં આવ્યો (નહે. ૧૩ ; ૧૫–૨૨).




**વખત.** ઇ. સ. પૂ. ૫૩૮થી ઇ. સ. પૂ. ૪૦૦ સુધી.

**જગ્યાઓ.** બાબેલ, યરૂશાલેમ.

**બનાવોનો સાર.** યરૂશાલેમમાં પ્રત્યાગમન અને સુધારાઓની સ્થાપના એ બંને વાત યહુદીઓને માટે ઘણીજ ઉપયોગી હતી. તેમજ થોડા માણસોના વિશ્વાસુપણાનો ભારે સત્કાર કરવામાં આવે છે. મંદિરના જીર્ણોદ્ધારમાં અને શહેરના કોટની પુનઃરચનામાં ચાર સેકા પછી આવનાર મસીહને માટે તૈયારી કરવામાં આવી છે.

## બંદીપ્રવાસ અને પ્રત્યાગમન.

**૯૫. બંદીપ્રવાસમાં તેમની સ્થિતિ.** ઇ. સ. પૂ. ૬૦૫ માં યહોયાકીમના સમયમાં પહેલો બંદિપ્રવાસ થયો ત્યારથી માંડીને યહુદાહનો બંદીપ્રવાસ ૭૦ વર્ષ ચાલ્યો. આ વખતે બીજાઓની સાથે દાનીયેલ પણ કેદ પકડાયો હતો. બાબેલમાં બંદિવાનોની સ્થિતિ ખરાબ તો હતી, પણ મિસરની ગુલામી જેવી નહિ. દાનીયેલ, ઝરૂબ્બાબેલ, નહેમ્યાહ અને બીજા ઘણાએક કેદીઓને ત્યાં મોટી જવાબદારીની અને ભારે પગારની જગ્યાઓ મળી; તો પણ યહુદાહના લોકો યરૂશાલેમને અને તેના આગલા મહિમાને યાદ કરીને બાબેલની નદીઓને કિનારે બેસી વિલાપ કરતા હતા.

**૯૬. પ્રત્યાગમન.** સિત્તેર વર્ષ પુરાં થતાં દેવે ઇરાનના રાજા કોરેશને પવિત્ર આત્માથી એવી પ્રેરણા કીધી કે તેણે જે યહુદીઓ પોતાના દેશમાં પાછા જવા માગતા હોય તેઓને જવા દેવાને ફરમાવ્યું, અને નબૂખાદનેસ્સાર રાજાએ મંદિરમાંથી જે સોનારૂપાનાં પાત્રો આણ્યાં હતાં, તે તેઓને પાછાં આપવાનો હુકમ કીધો, એ માટે કે દેવનું જે નવું ઘર બાંધે તેમાં તેઓનો ઉપયોગ કરવામાં આવે. ઝરૂબ્બાબેલની સરદારી નીચે આ ટોળી બાબેલમાંથી નીકળીને યરૂશાલેમ ગઇ. યરૂશાલેમ આવી પહોંચ્યા બાદ તેઓએ પ્રથમ વેદી ઉભી કરી ને એમ તેઓનું કામ શરૂ કર્યું. એ યથાયોગ્ય હતું, કારણ કે વેદી એ મંદિરની બધી વસ્તુઓનું મૂળ હતું. મંદિરો બાંધ્યા પહેલાં લાંબી મુદત અગાઉ વેદીઓ બાંધવામાં આવતી હતી. મંદિર બાંધવામાં કેટલીક મુદત સુધી યહુદાહના શત્રુઓએ અટકાવ કર્યો, પણ હાગ્ગાય અને ઝખાર્યાહ ભવિષ્યવાદીઓએ લોકોને ઉત્તેજન આપ્યું, અને આખરે તે કામ પૂર્ણ થયું. ઘણા આનંદ સાથે મંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી, અને દેવભક્ત મુસાની આજ્ઞાનુસાર

યજ્ઞો કરવા માંડયા. એઝ. ૧-૬ સુધી અને હાગ્ગાય અને ઝખાર્યાહનાં પુસ્તકો જુઓ.

૯૭. એઝરા. હવે લગભગ સાઠ વર્ષનો એવો જમાનો આવે છે કે, તેમાં યરૂશાલેમના મામલા સંબંધી આપણે કંઈ જાણતા નથી. પરંતુ આખરે એઝરા જે ધર્મશાસ્ત્રી હતો તેની સરદારી નીચે સ્વદેશાભિમાની યહુદીઓની એક ટોળી પવિત્ર નગરમાં જાય છે. ઝરૂબ્બાબેલનું કામ નવું મંદિર બાંધવાનું હતું, પણ એઝરાનું ખાસ કામ યહુદાહમાં અને યરૂશાલેમમાં જેઓ રહેતા હતા તેઓમાં ધર્મજાગૃતિ કરવાનું હતું. વળી યહુદીઓ દેશના અન્ય લોકો સાથે મિશ્ર લગ્ન કરી તેઓના બાપદાદાઓનો ધર્મ તજી દે એવો ભય હતો. આ ભુંડાઇ વિરૂદ્ધ એઝરાએ મહાન લડત ચલાવી, અને એઝરાના કહેવા પ્રમાણે કરવાની ખુશી લોકોએ બતાવી, તેથી કરીને આ ભય થોડો વખત દૂર થયો.

૯૮. નહેમ્યાહ. આ પછી થોડા વખત બાદ નહેમ્યાહના વૃત્તાંતનો આરંભ થાય છે. તે આર્તાહશાસ્તાનો પાત્રવાહક હતો. આ નોકરી સહેલી અને ઘણી કમાણીવાળી હતી, પણ તે યરૂશાલેમનું કલ્યાણ ઈચ્છતો હોવાથી ત્યાં શું શું બને છે તે જાણવાનું તેણે માથે લીધું. એક વખતે તેના ભાઇઓમાંના કેટલાક ત્યાંથી માઠા સમાચાર લાવ્યા, તેથી તે પ્રાર્થના કરવા લાગ્યો કે દેવ તેને રાજાની દૃષ્ટિમાં એવી કૃપા પમાડે કે, તે તેને યરૂશાલેમમાં લઇ જઇ તોડીનાખેલો કોટ ફરીને બાંધવા દે. તે સમયમાં કોટ વગરના શહેરની સ્થિતિ બહુ દયાજનક હતી, કેમકે તેના બધા દુસ્મનોને ચઢી આવવા માટે તે ખુલ્લું હતું. નહેમ્યાહે આ સંબંધી ચાર મહિના સુધી પ્રાર્થના કરી, પણ કંઇ ખાસ ઉત્તર મળ્યો નહિ, પણ પછીથી ઉત્તર એકાએક મળ્યો. એક દિવસ રાજા ખાણા ઉપર બેઠો હતો ત્યારે પાત્રવાહકનો ઉદાસી ચહેરો જોઈ રાજાએ પુછ્યું કે, 'આજે તું કેમ ઉદાસ છે?' એક પળની ગુપ્ત પ્રાર્થના મનમાં કર્યા બાદ તેણે ઉત્તરમાં પોતાના હૃદયમાં જે હતું તે બધું રાજાને જણાવ્યું. પ્રાર્થના કરી તેના ઉત્તરને માટે ચાર મહિના સુધી જેણે રાહ જોઇ હતી તેને તે કામ કરવાની એકદમ પરવાનગી મળે છે, ને તેથી કરીને તે તાકીદે યરૂશાલેમ જવાને નીકળે છે.

**૯૯. નહેમ્યાહની પ્રાર્થના.** નહેમ્યાહની પ્રાર્થના કેવા પ્રકારની હતી તે તરફ તમારૂં ધ્યાન ખેંચો. હાલની ઘણી પ્રાર્થનાઓ સુખશાંતિના સ્વાર્થથી ભરેલી હોય છે તેવી આ પ્રાર્થના ન હતી. તે તો સ્વાર્પણ કરવાની અને યરૂશાલેમની ખાતર મોટી આફતો વેઠવાની તક માગવાની હતી. જો હાલના સમયમાં મંડળી ભારે બોજ ઉઠાવવાને અને સ્વાર્પણ કરવાની તકને માટે પ્રાર્થના કરે, તો પૃથ્વી ઉપર દેવના રાજ્યની વૃદ્ધિ કેવી ઝડપથી થાય તે સંબંધી તમારો શો વિચાર છે?

નહેમ્યાહ યરૂશાલેમ પહોંચ્યો કે તુરત કોટ કેવી સ્થિતિમાં છે તેની ચોકસ તપાસ કરી, અને ત્યાર પછી અધિકારીઓને એકઠા કરી તેમને આ સંબંધી પોતાના મનના વિચાર જણાવ્યા, અને તે કામ કરવા સારૂ તેમને હિમ્મતવાન બનાવ્યા. તેણે કુટુંબો પ્રમાણે કામ વહેંચી આપ્યું, અને એમ દરેકને ખાસ કામ મળ્યું અને એવું કરતાં તેઓમાં ખરી સ્પર્ધાનો જુસ્સો તેણે ઉત્પન્ન કર્યો. "પ્રત્યેકને પોતપોતાનું કામ," આ તેનો ઉત્તમ નિયમ જોઇને લોકો ઉત્સાહથી કામે વળગી ગયા.

**૧૦૦. અટકાવ.** અટકાવ પુષ્કળ થયો હતો. દરેક સારા કાર્યની વિરૂદ્ધ અટકાવનારા પણ હોય છે, પણ કોઈ પણ વાતથી આ મહાન પુરૂષ પોતાના કર્તવ્યથી ડગ્યો નહિ, કે તેનો ઉત્સાહ મંદ પડી ગયો નહિ. એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ચણવાનું લેલુ લઇ લોકોએ કામ આગળ ચલાવ્યું. નહેમ્યાહ આ બધી વાતો પર સતત્ ધ્યાન આપતો હતો. લગભગ બે મહિના સુધી તેણે પોતાનો પોષાક બદલ્યો ન હતો તે પરથી તેની હોંસ કેવી હતી તે જણાય છે. આ પ્રમાણે બાવન દિવસમાં કામ સંપૂર્ણ થયું અને લોકોનાં મન આનંદથી ઉભરાઇ ગયાં. તેના અધિકાર તળે લોકો શાસ્ત્રનું શિક્ષણ લેવા દર સાબ્બાથવારે એકઠા થતા હતા, ને તેને 'પ્રથમ સાબ્બાથશાળા' કોઇ વખત કહેવામાં આવે છે (નહે. ૮). તે બરોબર સમજ્યો હતો કે શાસ્ત્રની અજ્ઞાનતાથી લોકો પાપમાં સહેલાઈથી પડે છે, તેથી તેણે બધા લોકને એકઠા કરી મુસાના નિયમો વાંચી સંભળાવ્યા, અને તેની સાથે અરણ્યમાં ઈસ્રાએલની રખડામણના સ્મરણાર્થે માંડવાપર્વ પણ પાળવામાં આવ્યું.

**૧૦૧. લોકોના આત્મિક કલ્યાણની ચિંતા રાખનાર** નહેમ્યાહે સાબ્બાથ પાળવાના, ભારે વ્યાજ નહિ લેવાના અને મિશ્ર લગ્ન નહિ કરવાના સુધારા દૃઢ પાયા પર સ્થાપ્યા. મહેનતમાં તે કદી પાછો પડયો નહિ, કારણ કે તેને ખાત્રી હતી કે આજુબાજુના મૂર્તિપૂજક લોકો મધ્યે રહીને સદા જાગૃત રહ્યા વગર ઇશ્વરભક્તિમાં લોકો સ્થિર નહિ રહે.

**૧૦૨. બંદિપ્રવાસનું પરિણામ.** બંદિપ્રવાસ સંબંધી આપણને સૌથી અગત્યની વાત એ શીખવાની મળે છે કે, તે વખતે મળેલા અનુભવથી લોકો ત્યાર પછી બધી જાતની મૂર્તિપૂજાથી દૂર રહ્યા. અત્યાર સુધી તેઓ વારંવાર મૂર્તિપૂજાના પાપમાં પડતા હતા, પણ બંદિપ્રવાસના વખતથી ને પ્રત્યાગમન પછીથી આજ લગી યહુદી પ્રજા એકજ દેવને ચુસ્ત રીતે માનનારી પ્રજા છે. જો કે તેઓ પૃથ્વીના છેડા સુધી વિખેરાઇ ગયા એમ છતાં મૂર્તિપૂજાનાં પાપના ઉંડા ખાડામાં કે નિરાશાના કલણમાં ફરી કદી પડયા નથી. આ તો ખરેખર ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

## સવાલો.

૧. યહુદાહનો બંદિપ્રવાસ કેટલાં વર્ષ ચાલ્યો ?
૨. પ્રત્યાગમન અને તે પછીના સુધારાના સંબંધમાં ત્રણ પ્રખ્યાત પુરૂષોનાં નામ આપો.
૩. બાબેલમાંથી પ્રથમ કોણની સરદારી નીચે યહુદીઓ પાછા ગયા ?
૪. ઝરૂબ્બાબેલનું મુખ્ય કામ શું હતું ?
૫. મંદિરની બાંધણી તેણે કેવી રીતે શરૂ કરી ?
૬. આ કામમાં જે બે ભવિષ્યવાદીઓએ ઉત્તેજન આપ્યું તેનાં નામ આપો.
૭. ઝરૂબ્બાબેલ અને એઝરા વચ્ચે કેટલો વખત વિતી ગયો ?
૮. યરૂશાલેમમાં એઝરાનું મુખ્ય કામ શું હતું ?
૯. આર્તાહશાસ્તાના દરબારમાં નહેમ્યાહ શું કામ કરતો હતો ?
૧૦. નહેમ્યાહ પોતાની પ્રાર્થનામાં ખાસ શું માગતો હતો ?
૧૧. તેની પ્રાર્થનાનો જવાબ કેટલા વખત સુધી નહિ મળ્યો ?
૧૨. નહેમ્યાહે કોટ બાંધવામાં કેટલો વખત ગાળ્યો ?

૧૩. આ કામમાં તેની હોંસ દર્શાવવાને કયો દાખલો આપવામાં આવ્યો છે?

૧૪. નહેમ્યાહે બીજા કયા સુધારા કરવાની મહેનત કરી?

૧૫. બંદીપ્રવાસ વખતે અને તે પછીના સમયમાં યહુદી લોકના ધાર્મિક જીવન સંબંધી કઇ ખાસ વાત ધ્યાનમાં રાખવા જોગ છે?

## પુનરાવર્તનના સવાલો.

૧. કનાન દેશના જુદા જુદા ભાગો કયા અનુક્રમમાં જીતાયા?

૨. ન્યાયાધીશોના જમાનામાં દરેક વખતના દાસત્વનું શું કારણ હતું?

૩. મિદ્યાનના દાસત્વમાંથી પ્રભુના લોકને કોણે છોડાવ્યા?

૪. ન્યાયાધીશોના સમયમાં લોકોની રાજકીય સ્થિતિ કેવી હતી?

૫. રાજાની માગણી માટે ઈસ્રાએલીઓએ કઇ કઇ દલીલો રજુ કરી?

૬. દાઉદ પ્રત્યે શાઉલના તિરસ્કારના દાખલા આપો.

૭. દાઉદે સાત વર્ષ લગી કયા કુળ પર રાજ્ય કર્યું?

૮. દાઉદના રાજ્યની સીમા કયાં સુધી હતી?

૯. યરૂશાલેમમાં સુલેમાને કયું પ્રખ્યાત મકાન બંધાવ્યું?

૧૦. આખરે લોકો રાજાથી કેમ અસંતોષી બન્યા?

૧૧. જ્યારે સંયુક્ત રાજ્યના ભાગલા પડયા ત્યારે ઉત્તરના રાજ્યના રાજા તરીકે કોણ પસંદ કરાયો?

૧૨. ઉત્તર અને દક્ષિણનાં વિભાગી રાજ્યોનાં નામ આપો.

૧૩. કયા રાજાએ યહોવાહની સેવાભક્તિ ફરી સ્થાપન કરવાને યત્ન કર્યો?

૧૪. યરોબઆમ બીજાના વખતમાંના બે ભવિષ્યવાદીઓનાં નામ આપો.

૧૫. કયા રાજાના વખતમાં ઈસ્રાએલનો બંદીપ્રવાસ થયો?

૧૬. બેમાંનુ કયું રાજ્ય વધારે વખત ચાલ્યું? કેટલું વધારે ચાલ્યું, અને કેમ?

૧૭. કયા રાજાના આશ્રા હેઠળ યહુદાહમાં ભારે સુધારા થયા ?

૧૮. યહુદાહના બે મહાન ભવિષ્યવાદીનાં નામ આપો.

૧૯. એલીયાહ અને બઆલના ભવિષ્યવાદીઓ વચ્ચે જ્યાં ઝઘડો ચાલ્યો તે જગ્યાનું નામ આપી વર્ણન કરો.

૨૦. નાબોથ અને તેની દ્રાક્ષવાડીની વાત કહો.

૨૧. યહુદાહનો બંદિપ્રવાસ કેટલો વખત ચાલ્યો ?

૨૨. પ્રત્યાગમનના સંબંધમાં આવતા ત્રણ પુરૂષનાં નામ આપો.

૨૩. ઝરૂબ્બાબેલનું ખાસ કામ શું હતું ?

૨૪. કયા બે ભવિષ્યવાદીઓએ એ કામમાં ઉત્તેજન આપ્યું ?

૨૫. યરૂશાલેમમાં એઝરાએ શું કામ કીધું ? નહેમ્યાહે શું કામ કીધું ?



# નવો કરાર.

## પાઠ ૧ લો.

### નવા કરારના વિભાગ.

**મુખ્ય બનાવો—**

**અંતર.** જુના અને નવા કરાર વચ્ચેનું અંતર, એટલે દેવવાણી વગરનાં ચારસેં વર્ષોનો સમય. આ ચારસેં વર્ષનો જમાનો, ઇરાની, ગ્રીક, મેકાબીયન અને રૂમી રાજ્યોમાં વહેંચાયલો હતો.

**પ્રારંભ.** પ્રારંભ દૂતોના દર્શન મારફતે થાય છે. ઝખાર્યાહને સંદેશો (લુક ૧; ૫-૨૦). મરિયમને ખબર આપવામાં આવે છે (લુક ૧; ૨૬-૩૮). બેથલેહેમની સીમમાં ઘેટાંપાળકોને દૂતોનું ગીત (લુક ૨; ૧-૧૮). ઇસુની જીંદગીનાં પહેલાં ત્રીસ વર્ષ સંબંધી શાસ્ત્રમાં થોડુંજ કહેવામાં આવ્યું છે.

**પહેલો જમાનો.** અગ્રગામી યોહાન બાપ્તિસ્મીનો ૭ માસ સુધીનો ઉપદેશ (માત્થી ૩; ૧-૧૩ અને બીજાં વાકયો).

**બીજો જમાનો.** યરદનમાં થએલા ઇસુના બાપ્તિસ્માથી માંડીને તેનો વધસ્તંભ, તેનું પુનરૂત્થાન અને સ્વર્ગારોહણ લગી તેનું આખું જીવનચરિત્ર (ચારે સુવાર્તા).

**ત્રીજો જમાનો.** પચાસમાના દિવસથી, એટલે આત્મા રેડાયો અને એક દિવસમાં મંડળીની અંદર ત્રણ હજાર ઉમેરાયા (પ્રે. કૃ. ૨; ૧-૪૦). વિદેશીઓ મંડળીમાં મેળવાયા (પ્રે. કૃ. ૧૦; ૧-૪૮). પહેલી સતાવણી (પ્રે. કૃ. ૫; ૧૭-૪૦), અને સ્તેફનનું ધર્મ ખાતર જીવાર્પણ (પ્રે. કૃ. ૬ અને ૭) સુધી.

**ચોથો જમાનો.** વિદેશીઓનો સમય—હાલનો જમાનો (રૂમી. ૧૧; ૨૫. લુક ૨૧; ૨૪).

**પાંચમો જમાનો.** ઈસ્રાએલની આંખો પરથી "ઘુંઘટ કાઢવા"ની સાથે તે શરૂ થશે (૨ કરીં. ૩; ૧૫, ૧૬). આ જમાનાને અંતે મોટા આશીર્વાદનો વખત થશે (રૂમી. ૧૧; ૧૫).

છેવટે મસીહના ધર્મની પુરી ફતેહ યહુદીઓ તેમ વિદેશીઓ પર જણાશે.

**વખત.** ઈ. સ. પૂ. ૪૦૦ થી હાલના સમય સુધી.

**જગ્યાઓ.** પાલેસ્તાઇન અને મિસર (ત્રીજા જમાનાને માટે પાછળ આપેલા નકશા જુઓ).

**બનાવોનો સાર.** યાજકોની મધ્યસ્થીની જુની ધર્મવ્યવસ્થામાંથી નવી ધર્મવ્યવસ્થા થઇ. તેમાં "ખ્રીસ્ત આપણાં પાપ વિષે પ્રાયશ્ચિત થયો, અને કેવળ આપણાં પાપ વિષે નહિ પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત થયો," એ દર્શાવવામાં આવે છે.

## નવા કરારનું અવલોકન.

**૧૦૩. અંતર.** જુના અને નવા કરારના જમાના વચ્ચે ચાર સૈકાનું અંતર આવેલું છે કે જેમાં દેવે કંઈ પ્રકટીકરણ કર્યું નથી.

**૧૦૪. પ્રારંભ.** મુખ્યત્વે કરીને આ પ્રારંભ દૂતદર્શનદ્વારે થાય છે. અગ્રગામીના જન્મ સંબંધી ઝખાર્યાહ પાસે સંદેશો આવે છે. મરિયમને દૂત તરફથી ખબર આપવામાં આવે છે. બેથલેહેમની સીમમાં ઘેટાંપાળકોને દૂતનો સંદેશો મળે છે અને આકાશી ગીત સંભળાવવામાં આવે છે. આ ખુશખબર કહેવાને આકાશ જાણે કે પૃથ્વી લગી નમે છે. ઉત્પત્તિના પહેલા અધ્યાયોમાં બતાવ્યા કરતાં વધારે ઉત્તમ અને ઉંચ ઉત્પત્તિ સંબંધીની વાત અહીં જાહેર કરવામાં આવે છે. પછી આ દેવપુત્રના બાળપણના એક બે બનાવો સૂચવેલા છે; ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી તેના કામનું કંઈ પણ વર્ણન કરવામાં આવ્યું નથી, જાણે કે પ્રારંભ એજ અંત છે, પણ એમ નથી. પ્રારંભમાંજ આ વાર્તા અટકી જશે નહિ, પણ છેલ્લામાં છેલ્લા કાર્ય લગી તે ચાલુ રહેશે.

**૧૦૫. પહેલો જમાનો.** યોહાનથી ઈસુ લગી. એકાએક યોહાન બાપ્તિસ્મી પોતાનો જો કે ટુંકો પણ અસરકારક ભાગ ભજવવા આપણી નજર આગળ આ જમાનામાં ખડો થાય છે. તેનો સંદેશો બેવડો હતો, એટલે "પસ્તાવો કરો," અને "તૈયાર થાઓ"—એ બે નાનાં વાકયોમાં સમાયલો છે. ૭ મહિનાની અંદર આ જુસ્સાદાર ઉપદેશક

લોકોને માટે દેવે જે સંઘરી રાખ્યું છે તેને માટે તેઓને તૈયાર થવાનું કહે છે. ટોળેટોળાં એકઠાં મળી તેનું સાંભળે છે. ત્યારબાદ નાઝારેથથી ઇસુ આવે છે અને યોહાન એકી વખતે તેને "દેવનો પુત્ર" અને "દેવનું હલવાન" એવાં નામ આપે છે. આ બે નામ પરસ્પર વિરૂદ્ધ કહેવાય, કેમકે એક નામ તો સત્તા અને પદવી સૂચવે છે અને બીજું અર્પણ અને નમ્રતા જણાવે છે. આ બે ખિતાબો એકજ વ્યક્તિમાં કેવી રીતે જોડાય છે તે પાછળથી માણસો સાથેના ઈશ્વરી વર્તનથી દેખાઇ આવે છે.

૧૦૬. **બીજો જમાનો.** યરદનથી જૈતુન પહાડ સુધી. આ જમાનો સાડા ત્રણ વર્ષનો છે. જુના કરારની કોઇ પણ વાત સાથે સરખાવતાં આ ટુંકો જણાય છે પણ તે વધારે અર્થસૂચક છે, અને તે દેવની દયાના અને ન્યાયના પ્રકટીકરણથી ભરપુર છે. આ જમાનામાં પહેલાં નહિ થએલી એવી ચમત્કારોની કદર કરવામાં આવે છે, કારણ કે હાલ ઇશ્વર માણુસ પાસે આવી આગળ કદી નહિ રાખેલો એવો સંબંધ રાખે છે. હવે કોઇ કુળપતિને કે ભવિષ્યવાદીને નહિ આપેલું એવું ઇશ્વર સંબંધી જ્ઞાન આપવામાં આવે છે. ખરેખર આ જમાનામાં "સુભક્તિનો મર્મ મોટો હતો એટલે જે દેહમાં પ્રગટ થયો." આ જમાનાનું અમે પછીના પાઠોમાં વિસ્તારથી બ્યાન કરીશું, જેથી આ ઠેકાણે તેની ટુંક સૂચના કરી એ વિષે એટલુંજ કહેવું બસ છે કે, દુનિયાના આખા ઇતિહાસમાં માણસોના હિતથી ભરપુર એવાં સાડાત્રણ વર્ષોના આ જમાના જેવો બીજો કોઇ જમાનો થયો ન હતો.

૧૦૭. **ત્રીજો જમાનો.** પચાસમાના દિવસથી તે વિદેશીઓના ફરવા લગીનો જમાનો. પચાસમાનો દિવસ તે ખ્રીસ્તી મંડળીની શરૂઆતનો દિવસ હતો. જો પચાસમાનો દિવસ ન હોત તો પ્રેરિતોનાં કૃત્યો પણ ન હોત. જો પ્રેરિતોનાં કૃત્યો ન હોત તો ખ્રીસ્તી મંડળી પણ ન હોત, અને એમ થાત તો હાલની દુનિયાના લોક મૂર્તિપૂજક, મુસલમાન અને યહુદી હોત. ઇસુએ પોતે પોતાના ઉપદેશથી જેટલાં માણસોને મેળવ્યાં તે કરતાં વધારે માણસોએ પચાસમાને દિવસે ઇસુનો સ્વીકાર કર્યો. આપણા પ્રભુ ઇસુના પુનરૂત્થાન પછી વિશ્વાસીઓની સંખ્યા પાંચસેં હોય એમ લાગે છે. હવે એક દિવસમાં પીતર ત્રણ હજારને પ્રભુ તરફ ફેરવે છે અને

બાપ્તિસ્મા આપે છે. આ પછીના સમયમાં વિશ્વાસ કરનારાઓની સંખ્યા વધીને હજારોહજારની થાય છે, પણ હજી આ બધા યહુદીઓ કે યહુદી ધર્મ માનનારા ખ્રીસ્તીઓ હતા. હવે આ ત્રીજા જમાનામાં ત્યાર પછી વિદેશી લોકોને માટે દ્વાર ખુલ્લું કરવામાં આવે છે. તે કાઇસારીઆમાં બને છે, અને વિદેશીઓને પ્રથમ યહુદી થયા વગર દાખલ કરવાને આનંદ અને તક પીતરને મળે છે. પચાસમાના દિવસે અને ત્યાર પછી કાઇસારીઆમાં જે બન્યું તેથી "કુંચીઓનું વચન" મોટે ભાગે પુરૂં પડે છે (માત્થી ૧૬ ; ૧૯), કારણ કે તેણે પચાસમાના દિવસે યહુદીઓને મંડળીમાં લીધા અને તેણેજ વિદેશી કોમને માટે મંડળીનું દ્વાર ખોલ્યું. ત્રીજા જમાનાનો આભાસ આપણે માટે ઘણો અગત્યનો અને અર્થસૂચક છે; કેમકે કાઇસારીઆમાં જે બનાવ બન્યો તે ન બન્યો હોત તો આપણે જીવતી મંડળીના સભાસદ થયા પહેલાં યહુદી થવું પડત. જો યહુદીઓએ નાઝારીનો પોતાના આવનાર મસીહ તરીકે અંગીકાર કર્યો હોત તો તેઓ કેટલા બધા આશીર્વાદો પામ્યા હોત તે સંબંધી આપણાથી કહી શકાય નહિ. એટલું તો નક્કી છે કે, તે દિવસથી આજ લગી તેઓનો ઇતિહાસ હાલ જેવો છે તે કરતાં ઘણોજ જુદો હોત. તેઓના આગેવાનોએ બુમ પાડી કે, "કાઈસાર સિવાય અમારો કોઇ રાજા નથી" તે વખતથી માંડીને તેઓમાંના ઘણાખરા કાઇસારો, સુલતાનો, શહેનશાહો અને જુલમી રાજ્યકર્તાઓના અધિકાર નીચે રહ્યા છે.

૧૦૮. ચોથો જમાનો. વિદેશીઓનો સમય. જે જમાનામાં આપણે હાલ છીએ તે આ છે. એ વિષે સાવચેતીથી બોલવું ઉચિત છે, કારણ કે તે વિષે જૂદા જૂદા મત છે. શાસ્ત્ર જે કહે છે તે પરથી લેખક સમજે છે કે, જ્યારે યહુદીઓએ ઇસુનો મસીહ તરીકેનો સ્વીકાર કરવાની ના પાડી ત્યારે પ્રેરિતોએ ખૂલ્લું કહ્યું કે "અમે વિદેશીઓ તરફ ફરીએ છીએ" (પ્રે. કૃ. ૧૩ ; ૪૬ ). તેમનાં હૃદયની કઠણતાને લીધે ઇસ્રાએલને અંધાપો આવ્યો, અને તેઓની આંખ ઉપર ઘુંઘટ પડયો. "વિદેશીઓની સંપૂર્ણતા માંહે આવે ત્યાં સુધી ઇસ્રાએલને કેટલેક ભાગે કઠણતા થઇ છે" (રૂમી. ૧૧ ; ૨૫ ). જ્યારે આપણા પ્રભુ ઇસુએ ભવિષ્ય કહ્યું કે, 'વિદેશીઓનો સમય સંપૂર્ણ કરાય ત્યાં સુધી યરૂશાલેમ તેઓના પગ તળે ખુંદાશે'

ત્યારે તે આજ વાત સુચવે છે (લુક ૨૧; ૨૪). તીતસના દિવસથી આજ લગી યરૂશાલેમ વિદેશી પ્રજાના પગ તળે કચડાય છે. જેઓ તેનો દુ:ખદાયક ઈતિહાસ જાણે છે તેઓને આ વાત સ્પષ્ટ સમજાશે.

આ જમાનામાં આપણે જીવીએ છીએ, અને તેથી નવા કરારની મહાન ઇશ્વરી ગોઠવણમાં આપણે ભાગ ભજવનારા છીએ. ખરેખર આ ગંભીર વાત છે અને આપણી જવાબદારી કેવા ગંભીર પ્રકારની છે તે સંબંધી આપણને લાગણી થાય એવી વાત છે.

૧૦૯. **પાંચમો જમાનો.** આ જમાનો હજી આવવાનો છે. ઇસ્રાએલની આંખ પરથી 'ઘુંઘટ' કાઢવામાં આવશે ત્યારે તે શરૂ થશે. આપણે જાણતા નથી કે તે કયારે શરૂ થશે. વળી તે સંબંધી કંઇ પણ અટકાવ કરવો એ સલામતી કે ડહાપણભરેલું નથી, પણ જેમ જુના અને નવા કરારનાં બીજાં બધાં ભવિષ્યવચનોનો આરંભ અને અંત ખાત્રીપૂર્વક હતા તેમજ આ સમય પણ યોગ્ય વખતે જરૂર આવશે. આ સમય તે એક મહાન દિવસ થશે, કારણ કે જેમ પ્રેરિત પાઉલ કહે છે તેમ "જો તેઓને (ઇસ્રાએલને) તજી દેવાથી જગતનો [દેવ સાથે] મિલાપ થયો તો તેઓનો ફરી અંગીકાર કરવાથી મુએલાંમાંથી જીવન સિવાય બીજું શું થશે?" (રૂમી. ૧૧; ૧૫). દેવના રાજ્યમાં ઘણાઓને ભેગા મળવાનો તે મોટો દિવસ થશે, અને ત્યારે ઇસુ પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇ સંતોષ પામશે.

૧૧૦. **અંતનો સમય.** અંતના સમયે યહુદીઓ અને વિદેશીઓ એક થશે અને ત્રાતાની છેવટની જીત થશે. જેઓને માટે ખંડણી ભરી આપવામાં આવી છે અને જેઓને છૂટકારો મળ્યો છે એવા લોકો દેવ જેણે તેઓ પર પ્રીતિ કીધી અને તેઓને ખરીદી લીધા અને તેઓને મહિમાવંત બનાવ્યા તેની સ્તુતિ ગાવાને એકઠા મળશે. (આ છેલ્લા બે જમાના સંબંધી જુદા જુદા મત છે. એ બે જમાના સંબંધી લેખક જે કહે છે તે વ્યાજબી છે કે કેમ તેની ખાત્રી કરવા વિદ્યાર્થીઓએ ઉપર બતાવ્યા પ્રમાણે પવિત્ર શાસ્ત્રની વાતો વાંચવાની ભલામણ આપીએ છીએ).

## સવાલો.

૧. જુનો અને નવો કરાર એ બે વચ્ચેનો દેવવાણી વગરનો સમય કેટલાં વર્ષનો હતો?
૨. નવા કરારના જમાનાના પ્રારંભનું વર્ણન કરો.
૩. પહેલા જમાનામાં કઈ વાતો આવે છે?
૪. પહેલો જમાનો કેટલો વખત ચાલ્યો?
૫. બીજા જમાનાને શું નામ આપવામાં આવે છે?
૬. આ જમાનો ક્યાં સુધી ચાલ્યો?
૭. ત્રીજા જમાનાને શું નામ આપવામાં આવે છે?
૮. આ જમાનો કયા બે ભાગોમાં વહેંચી શકાય?
૯. વિદેશીઓને મંડળીમાં દાખલ કરવામાં આવ્યા તેનો શો અર્થ હતો?
૧૦. ચોથા જમાનાનું વર્ણન કરો.
૧૧. પાંચમા જમાનાનું વર્ણન કરો.
૧૨. છેલ્લા બે જમાનાનાં ટેકારૂપ શાસ્ત્રવચનો આપો.

---

## પાઠ ૨ જો.

### ઈસુનું જીવનચરિત્ર—તૈયારીનાં ત્રીસ વર્ષો.

નવો કરાર—પહેલો જમાનો.

**ઈસુના જીવનચરિત્ર**ના પાંચ વિભાગ પાડી શકાય છે: ૧. પહેલાં ૩૦ વર્ષો. ૨. અપ્રસિદ્ધતાનું એક વર્ષ. ૩. પ્રસિદ્ધતાનો વખત. ૪. વિરૂદ્ધતાનો વખત. ૫. દુ:ખમય અઠવાડિયું.

**૧ લો વિભાગ. પહેલાં ત્રીસ વર્ષો.** ઇસુના જીવનચરિત્રનાં પ્રથમ વર્ષો સંબંધી શાસ્ત્રમાં બહુ થોડું કહેવામાં આવ્યું છે. ઇસુ ત્રીસ વર્ષનો થયો ત્યાં સુધીમાં માત્ર એકજ જાહેર વાતની નોંધ લેવામાં આવી છે.

**સૂચના.**—પૃષ્ઠ ૭૮માં આપેલા કોઠામાં ચાર સુવાર્તાનું મળતાપણું આપવામાં આવ્યું છે. તે મ્હોડે કરવાના ઇરાદાથી આપેલું નથી, પણ

વિદ્યાર્થીઓ તેનો ઉપયોગ કરતાં શીખે અને ઇસુના જીવનચરિત્રના બનાવોને યોગ્ય સ્થાને મુકવા સારૂ તેમને તૈયાર સાધન મળે એ માટે તે અત્રે આપવામાં આવ્યું છે.

| બનાવો. | માત્થી | માર્ક | લુક | યોહાન |
|---|---|---|---|---|
| પ્રસ્તાવનારૂપી વાત. ... | ...... | ૧; ૧ | ૧; ૧-૪ | ૧; ૧-૧૮ |
| વંશાવળી. | ૧; ૧-૧૭ | ...... | ૩;૨૩-૩૮ | ...... |
| ઝખાર્યાહને દૂતનું દર્શન. | ...... | ...... | ૧; ૫-૨૫ | ...... |
| મરિયમને દૂતે આપેલી ખુશખબર ... ... | ...... | ...... | ૧;૨૬-૩૮ | ...... |
| મરિયમ એલીસાબેતને મળે છે. | ...... | ...... | ૧;૩૯-૫૬ | ...... |
| યોહાન બાપ્તિસ્મીનો જન્મ | ...... | ...... | ૧;૫૭-૮૦ | ...... |
| યુસફને દૂત દેખાય છે ... | ૧;૧૮-૨૫ | ...... | ...... | ...... |
| ઇસુનો જન્મ વિગેરે ... | ...... | ...... | ૨; ૧-૨૧ | ...... |
| મંદિરમાં અર્પણ. (૧, ૨). | ...... | ...... | ૨;૨૨-૩૮ | ...... |
| માગીઓની મુલાકાત. ... | ૨; ૧-૧૨ | ...... | ...... | ...... |
| મિસરમાં નાસી જવું ઈત્ય. (૩) | ૨;૧૩-૧૮ | ...... | ...... | ...... |
| નાઝારેથમાં પાછા ફરવું (૪) | ૨;૧૯-૨૩ | ...... | ૨;૩૯,૪૦ | ...... |
| પાસ્ખા પર્વમાં જાય છે (૫, ૬) | ...... | ...... | ૨;૪૧-૫૨ | ...... |
| યોહાન બાપ્તિસ્મીની સેવા. | ૩; ૧-૧૨ | ૧; ૨-૮ | ૩; ૧-૧૮ | ...... |

**વખત.** ઈ. સ. પૂ ૫ થી ઇ. સ. ૨૬ સુધી.

**જગ્યાઓ.** બેથલેહેમ, યરૂશાલેમ, મિસર, નાઝારેથ.

નકશાની મુસાફરીમાં જણાવેલા આંકડા ઉપર આવેલા કોઠાના પહેલા કૉલમમાં સૂચવેલા બનાવો દેખાડે છે.

**બનાવોનો સાર.** ખ્રીસ્તના બનાવોમાં અને તેની સેવા માટેની તૈયારીમાં ભવિષ્યવચનોની સંપૂર્ણતા આબેહુબ વર્ણવેલી છે. ઇસુ જે સંદેશો આપવાનો હતો તેનો સંક્ષિપ્ત સાર તે યોહાન બાપ્તિસ્મીના ઉપદેશમાં મળે છે.






The figures attached to the journeys refer to events mentioned in the first column on the opposite page. A method for using these Journey maps is suggested in the section entitled Teaching Hints, in the Appendix.

## ઈસુની અનુપમ જીંદગી.

**૧૧૧. પહેલાં ત્રીસ વર્ષો.** આ વર્ષો વિષે સુવાર્તામાં થોડુંજ લખવામાં આવ્યું છે. ફકત માત્થી અને લુક તેનો કંઇક હેવાલ આપે છે અને તે વળી કેવળ ચારજ અધ્યાયોમાં. સુવાર્તાઓના બાકીના ભાગમાં તેની સાડાત્રણ વર્ષની જાહેર સેવા વર્ણવેલી છે.

**૧૧૨.** તેની બાલ્યાવસ્થા વિષે જે વાત આપણે જાણીએ છીએ તે જોઇએ. ગાલીલના નાઝારેથમાં તે ઉછર્યો. દમસ્ક અને મિસર વચ્ચે મુસાફરી કરતાં મુસાફરો આ નાઝારેથ ગામમાં ઉતારો કરતા હતા. નાથાનાએલનો સવાલ—"શું નાઝારેથમાંથી કંઇ સારૂં નીકળી શકે?" (યોહા. ૧ ; ૪૬ ) તે પરથી આપણે અનુમાન કરી શકીએ છીએ કે તે અણઘડ ગામ હતું. ઇસુનું ઘર તે એક કારીગરનું હતું, કેમકે યુસફ સુતાર હતો, તેથી આપણે કહી શકીએ કે આ ઘર નાનકડું હતું. બેશક ઇસુએ આ બધાં વર્ષોમાં પોતાના પિતાનો ધંધો કર્યો હશે, અને એમ ઈસુ પોતે એક કારીગરવર્ગનો હતો. લુક ૧ ; ૪૬-૫૫માંના ગીતના અદ્ભુત ઉદ્ગારથી આપણે જોઇએ છીએ કે, તેની મા અસાધારણ ભક્તિશીળ સ્ત્રી હતી. આ ગીત પૂર્વેના ભવિષ્યવાદીઓના જેવા જુસ્સાથી ભરપુર છે. યુસફ પણ આ દિવસોમાં અનેક રીતે સાબિત કરી આપે છે કે તે દેવની બીક રાખનારો હતો. આ પ્રમાણે આ કુટુંબનું વળણ ભક્તિભાવ તરફ હતું એમ જણાય છે. ઇસુને યુવાવસ્થામાંથીજ ધર્મશાસ્ત્ર શિખવવામાં આવ્યું હતું. એ વાત પાછલાં વર્ષોમાં દર્શાવેલા તેના જ્ઞાન પરથી ખુલ્લું જણાય છે.

**૧૧૩. તેની પ્રાથમિક કેળવણી.** દરેક યહુદી છોકરાની માફક તેને પણ લખતાં વાંચતાં શિખવવામાં આવ્યું હતું. યરૂશાલેમની વારંવાર મુલાકાત લેવાની તક તેને મળતી હતી. બાર વર્ષની ઉંમરની જે મુલાકાત લુકની સુવાર્તામાં જણાવેલી છે, તે તો ફક્ત એવી અનેક મુલાકાતોમાંની પહેલીજ હતી. પહેલી મુલાકાત પછી બેશક તે દર વર્ષે પવિત્ર નગરમાં પર્વ પાળવાને માટે જતો હશે, કેમકે તેના જેવો છોકરો દરેક વખતે એવી તકનો લાભ લીધા સિવાય કેમ રહે! તેનાં પહેલાં

ત્રીસ વર્ષ સંબંધી આટલું નક્કી જાણીએ છીએ. પણ બીજું ઘણું આપણે યોગ્ય અનુમાનથી જાણી શકીએ છીએ, અને જો આપણે એ અનુમાન વાજબી રીતે કરીએ તો તે જ્ઞાનનું વાસ્તવિક મુળ થઇ શકે. જો હું કોઈ માણુસની લાયબ્રેરીમાં જાઉં, તો હું ચોકસ રીતે તે માણુસના ધંધા સંબંધી અનુમાન બાંધી શકું. જો પુસ્તકોનો મોટો ભાગ દવા કે કાયદા સંબંધીનો હોય તો હું અટકળ કરૂં કે, તે માણુસ વૈદ્ય કે વકીલ હોવો જોઇએ. જો વપરાયલી ચોપડીઓનો મોટો ભાગ ફક્ત નવલકથાઓનોજ હોય તો મારો તર્ક તદન જુદાજ પ્રકારનો થાય. વળી સમજો કે હું કોઇ બાનુને ઘેર જાઉં અને જો બપોર પછી તેના વાજીંત્રના ઢાંકણુા પરની ધુળ પર મારૂં નામ લખી શકું, તો તે ઘરની બાનુ સંબંધી હું કંઇક અટકળ કરી શકું.

૧૧૪. ત્યારે આ અનુમાનનો માનપૂર્વક ઉપયોગ કરી આપણે આપણા પ્રભુની જીંદગીનાં ત્રીસ વર્ષો સંબંધી અને તે વખતમાં જે અસર થઈ હતી તે વિષે આપણે શું શીખી શકીએ? ધ્યાનમાં રાખવું જોઇએ કે, જ્યારે તેણે જાહેર સેવાનો આરંભ કર્યો ત્યારે તે પૂર્ણ પ્રફુલ્લિત અને જીંદગીનાં કાર્યને માટે તૈયાર એવો પુરૂષ માલૂમ પડે છે.

૧૧૫. **કુદરતે તેને શિખવ્યું.** કુદરત તે ઇશ્વરનું પ્રથમ પુસ્તક છે, અને જો માણુસે પાપ કીધું ન હોત તો બીજા કોઈ પુસ્તકની જરૂર પડત નહિ. ઇસુને તો કુદરત તે એક મોટું પુસ્તક હતું, અને તેના સર્વ આત્મિક અર્થમાં તેણે તે વાંચ્યું હતું. તેની સાથેના બીજા છોકરાઓ ઉપર ઉપરનું જોતા હતા પણુ ઈસુ જે માંહેનું અને આત્મિક અર્થસૂચક હતું તે જોતો હતો. ખેતરનાં ફુલઝાડો તેને આકાશી પિતાની સંભાળ કેવી છે તે શિખવતાં હતાં. પોતાની માના ઘરમાં જે ખમીર તેણે જોયું, તેમાં આ દુનિયામાં દેવનું રાજ્ય કેવી રીતે વધે છે તે તેને સૂચવતું હતું. રાઈનું બી તે સત્યતાની વૃદ્ધિનું ઉદાહરણ છે એમ તેને લાગ્યું. આ પ્રમાણે તેનું સૌથી સરળ અને કીમતી શિક્ષણુ કુદરતમાંથી તેને મળ્યું હતું. ચકલાં, બી અને કડવા દાણા, અંજીરી, મીઠું અને કુદરતની બીજી ઘણી વસ્તુઓએ તેને અણુદીઠ વસ્તુઓ સંબંધી સૂચવી શિખવ્યું.

**૧૧૬. માણસોએ તેને શિખવ્યું.** ઘણું કરીને તે નાઝારેથના લોકો સાથે બહુ મળતો રહ્યો હશે, અને ત્યાં થઇ પસાર થતા મુસાફરોની ઉતારાની જગ્યાએ જઇ દૂર દેશના લોકો જે વાર્તાઓ કહેતા હતા તે તે સાંભળતો હશે એમાં કંઈ સંદેહ નથી. જે જે વાર્તાઓનો ઉપયોગ તેણે પાછળથી કર્યો તેમાંની ઘણીખરી તેને આવી રીતે મળી હશે. પણ તે વાતોનો ઉપયોગ, તેણે આત્મિક અને અણદીઠ વસ્તુઓ જણાવવાને કર્યો હતો. તેનાં દષ્ટાંતો તપાસો અને આ વાતની સાબિતી તમને સહેજ જણાશે. દશ કુમારિકાઓની વાત કે જેનો તેણે પોતાના બોધમાં ગંભીર ઉપયોગ કર્યો તે વાત તેણે આવી રીતે સાંભળી હશે. માણસોના ટોળામાંથી તેણે કોઇને મ્હોડેથી મોતીના વેપારી સંબંધી અને મુલ્યવાન મોતી શોધવાની ફતેહ સંબંધી સાંભળ્યું હશે એ સંભવિત છે. એક શ્રેષ્ઠ કાર્યને માટે સર્વસ્વ આપી દેવું એ વિષે શિખવતાં તેણે આ વાતોનો યોગ્ય ઉપયોગ કર્યો. તેનાં દષ્ટાંતો તપાસો અને દેવના રાજ્યની વાતો ખુલ્લી કરવા સારૂ માણસો જે જે વાતોમાં આનંદ લેતા એવી વાતોનો ઉપયોગ તેણે કેવી રીતે કીધો તે જુઓ. વાવનાર, ખોવાયલું નાણું, ઉડાઉ દીકરો, ચૌટામાંનાં છોકરાં, ધનવાન મૂર્ખ, દ્રાક્ષવાડી અને મજુરો, વિગેરે બીજા ઘણા દાખલા પોતાના સાથીઓ સાથેના સંબંધથી તે ઘણું શીખ્યો એવું દેખાડે છે.

**૧૧૭. શાસ્ત્ર મારફતે તે શીખ્યો.** શાસ્ત્રના શિક્ષણ સંબંધી તે પુરો માહિતગાર હતો.

'ટીકાં પુસ્તક' અને 'કોન્કોર્ડેન્સ'ની મદદ વગર તે તરત તેનો ઉપયોગ કરી શકતો હતો.

જુના કરારનાં નીચેનાં પુસ્તકોમાંથી તેના શિક્ષણમાં સૂચના કે ઉતારેલાં વાકયો માલુમ પડે છે—ઉત્પત્તિ, નિર્ગમન, લેવીય, ગણના, પુનર્નિયમ, ૧ શમૂએલ, ૧ રાજા, ૨ રાજા, ૨ કાળવૃત્તાંત, અયૂબ, ગીતશાસ્ત્ર, દષ્ટાંતવચન, યશાયાહ, યિર્મેયાહ, હઝકીએલ, દાનીયેલ, યૂના, યોએલ, હોશીઆ, મીખાહ, ઝખાર્યાહ અને માલાખી. બધાં મળી ૨૨ પુસ્તકનો ઉપયોગ કરેલો દેખાય છે. પણ જો આપણા પ્રભુની બોલેલી બધી વાત લખવામાં આવી હોત તો મને ખાતરી છે કે જુના

કરારનાં બધાં પુસ્તકોમાંથી લીધેલાં આધારવાકયો આપણને મળી આવત. યાદ રાખવું કે, આપણો પ્રભુ જે બોલ્યો તેમાંના થોડાજ ભાગનો સંગ્રહ થએલો છે. તેના મુખમાંથી ઉતરેલા માત્ર ૩૮,૪૨૨ શબ્દો લખાયલા છે જે માત્ર ૧૦ ટુંકાં ભાષણોની બરાબર કહેવાય, પણ તે ત્રણે વર્ષ સુધી નિરંતર બોલતો રહ્યો છે.

**૧૧૮. પ્રાર્થનાની મારફતે શીખ્યો.** આખી રાત પ્રાર્થનામાં ગાળવાની ટેવ તેને પાછળથી અનાયાસે પડી હતી એવી ન હતી. તે સુતારનો ધંધો કરતો હતો એવામાં તે ઘણી રાત્રીઓ પ્રાર્થનામાં કાઢતો હશે. પ્રાર્થના કરવાથી અવિનાશી સત્યતાની શોધમાં પ્રકાશ મળે છે. આત્મિક વાતો સમજનારા બધા બહુ પ્રાર્થના કરનારા હતા.

**૧૧૯. યરૂશાલેમની મુલાકાતોથી તે શીખ્યો.** તેની જાહેર ધર્મસેવા શરૂ થતા પહેલાં તે ૧૮ વખત યરૂશાલેમમાં ગયો હશે અને તે વખત તેણે નકામો ગાળ્યો નહિ હશે. આવા પ્રસંગે તેણે ફરોશીઓનો ઉપર ઉપરનો ધર્માચાર તથા ઢોંગ, અને પંડિતો તથા મુખ્ય યાજકોનો સ્વાર્થ જોયો હશે. પછીના વખતમાં તેણે તેઓના ઉપર જે આરોપો મૂકયા તે કંઇ એક બે દિવસના અનુભવ ઉપરથી ન હતો, પણ ઘણાં વર્ષોની નિરિક્ષાથી આ અનુભવ તેને થયો હતો. તેના મહાન કાર્ય માટે ત્રીસ વરસોમાં તેને તૈયાર કરનારા શિક્ષકો અને આજુબાજુના સંજોગો એવા હતા; અને એમ સમયની સંપૂર્ણતા આવી ત્યારે તે "અંધકારના રાજ્યની સામે લડવા સારૂ હથિયારબંધ થઈ બહાર પડયો.

### સવાલો.

૧. ખ્રીસ્તે પહેલાં ત્રીસ વર્ષ કયાં ગાળ્યાં?
૨. આપણા પ્રભુનો ધંધો શો હતો?
૩. તેનાં માબાપના ધાર્મિક જીવન વિષે આપણે શું કહી શકીએ?
૪. જ્ઞાન મેળવવા માટે અનુમાન કઇ રીતે વ્યાજબી ગણી શકાય?
૫. આ વખતમાં તેનો પહેલો શિક્ષક કોણ હતો?
૬. તેનો બીજો શિક્ષક કોણ હતો?
૭. બીજી કઇ કઇ વાતોએ શિક્ષકની ગરજ પુરી પાડી?
૮. એમાંની દરેક વાત સવિસ્તર કહો.

૯. બીજી કઇ વાતથી તે શીખ્યો ?
૧૦. વર્ણવેલા શિક્ષકોમાંનો છેલ્લો શિક્ષક કોણ છે ?

---

## પાઠ ૩ જો.

### અપ્રસિદ્ધતાનું વર્ષ.

નવો કરાર—બીજો જમાનો.

મૂર્તિપૂજાનો અભાવ, ઘણાં સભાસ્થાનો અને ધર્મશાસ્ત્રને અપાતું માન એ તે વખતના ધાર્મિક જીવનનાં લક્ષણો હતાં.

**રાજ્ય.** પરદેશી પ્રજાનું—એટલે રૂમનું—હતું.

| બનાવો. | માત્થી | માર્ક | લુક | યોહાન |
|---|---|---|---|---|
| ઇસુનું બાપ્તિસ્મા.... ... | ૩;૧૩-૧૭ | ૧ ; ૮-૧૧ | ૩;૨૧-૨૩ | ...... |
| ઇસુનું પરીક્ષણ (૧, ૨). | ૪; ૧-૧૧ | ૧;૧૨,૧૩ | ૪ ; ૧-૧૩ | ...... |
| યોહાનની શાહેદી, વિગેરે ... | ...... | ...... | ...... | ૧;૧૯-૫૧ |
| કાનાનો પહેલો ચમત્કાર. કાપરનાહુમ (૩, ૪). ... | ...... | ...... | ...... | ૨ ; ૧-૧૨ ...... |
| યરૂશાલેમના મંદિરનું પ્રથમ શુદ્ધિકરણ (૫). ... | ...... | ... .. | ...... | ૨; ૧૩-૩; ૨૧ |
| યહુદાહની સેવા, બાપ્તિસ્મીની શાહેદી ... ... | ...... | ...... | ...... | ૩;૨૨-૩૬ |
| યોહાન બાપ્તિસ્મી કેદી. ઇસુ યહુદાહ છોડી જાય છે, વિગેરે ... ... | ૧૪ ; ૩-૫ (૪; ૧૨) | ૬;૧૭-૨૦ (૧ ; ૧૪) | ૩;૧૯,૨૦ (૪ ; ૧૪) | ૪ ; ૧-૩ ...... |
| યાકુબનો કુવો. સમરૂની સ્ત્રી સાથે વાતચીત વિગેરે (૬). | ...... | ...... | ...... | ૪ ; ૪-૪૨ |

**વખત.** ઇ. સ. ૨૬ થી ૨૭.

**જગ્યાઓ.** યહુદાહનું અરણ્ય, યરદનને પેલે પારનું બેથાનીઆ, કાના, સૈખાર, યરૂશાલેમ, યહુદાહ.






The figures attached to the journeys refer to events mentioned in the first column on the opposite page.

નકશાની મુસાફરીમાં આપેલા આંકડા, ૮૪મા પૃષ્ટ પરના કોઠાના પહેલા કૉલમમાં બતાવેલા બનાવો સૂચવે છે.

## અનુપમ જીંદગી (ચાલુ).

**૧૨૦. અપ્રસિદ્ધતાનું વર્ષ.** આ વિષે તપાસ કર્યાં પહેલાં આપણા પ્રભુ ઇસુની જીંદગી કેવા પ્રજાકિય સંજોગોમાં ગુજારવામાં આવી તેનો વિચાર કરવો તે લાભકારક થશે. બંદીપ્રવાસ પહેલાં જે પ્રજાની સ્થિતિ હતી તે બદલાઇ ગઇ હતી, કારણ કે યહુદીઓમાં હાલ કોઇ પ્રકારની મૂર્તિપૂજા ન હતી. આ એક મોટો લાભ હતો. તે ઉપરાંત એક પરદેશી અને વિધર્મી રાજ્યના તાબામાં યહુદીઓ આવ્યા હતા. ખરેખર આપણા પ્રભુને આ રાજ્ય તરફ ધ્યાન આપવું પડયું હતું. ધર્મલેખો પ્રત્યે લોકોનો બહુ પૂજ્યભાવ હતો. આ વખતે ધર્મલેખો પહેલાંના કરતાં વધારે વિસ્તીર્ણ થએલાં હતાં, કારણ કે આપણી પાસે હાલ જે જુનો કરાર છે તેજ એ વખતે પણ હતો. દરેક યહુદી ગામમાં સભાસ્થાન હતું અને ત્યાં નિયમશાસ્ત્ર વાંચવામાં આવતું હતું. બંદિપ્રવાસના અનુભવને લીધે આ રીતની સ્થાપના થઇ અને તે બહુ ઉપયોગી હતી, પણ અફસોસની વાત એ હતી કે ધર્માધિકારીઓમાં ધર્માચાર બાબત ઘણો ઢોંગ જોવામાં આવતો હતો. લખાયલા નિયમો ઉપરાંત તેમણે એટલો બધો વધારો કર્યો હતો કે માણસોના શિખવેલા સંપ્રદાય વડે આ નિયમો નકામા જેવા થઈ પડ્યા હતા. ધર્મનો ડોળ ઘણો હતો પણ આત્મિક જીવન ઓછું હતું. એમ છતાં સામાન્ય લોકોમાં હજુ ધર્મનો ભાવ હતો, જેમકે ઝખાર્યાહ અને એલીસાબેત, યુસફ અને મરિયમ, મારથા, મરિયમ અને લાજરસ વિગેરે.

**૧૨૧. બાપ્તિસ્મા.** આ અપ્રસિદ્ધતાના વર્ષમાં તેના બાપ્તિસ્મા વખતે આપણને તેની પહેલી ઓળખ થાય છે (માત્થી ૩; ૧૩). ત્રિએકપણાની ઐકયતાની પ્રથમ પ્રતિછાયા અહિં આપણને જણાય છે, કારણ કે પુત્ર પ્રાર્થના કરવા ઉભો છે, તેજ પ્રસંગે આકાશમાંથી પિતાની વાણી સંભળાય છે, અને પવિત્ર આત્મા ઉતરે છે અને પુત્ર પર રહે છે.

**૧૨૨. પરીક્ષણ.** આ પછી તુરતજ અરણ્યમાં થએલા પરીક્ષણના ૪૦ દિવસો આવે છે. આ વખતે જે સર્વ પરીક્ષણો થયાં હતાં તેમાંના ફક્ત ત્રણ ખાસ દાખલા આપવામાં આવે છે. (૧) પોતાની ચમત્કારિક શક્તિ પોતાને માટે ગેરવ્યાજબી રીતે વાપરવી. (૨) મસિહ તરીકે પોતાની સત્તાનો ખોટો ડોળ દેખાડવો. (૩) પોતાના સ્વાર્થની ખાતર પોતાની જીંદગીના હેતુથી તદન ફરી જવું. પરાક્રમી તરવાર સમાન શાસ્ત્રનાં વચનોનો ઉપયોગ કરીને ઇસુ આ બધાની સામે થાય છે તે ધ્યાનમાં રાખવાજોગ છે. ઈસુ શેતાનનાં કામનો નાશ કરવાને આવ્યો છે તે સેતાન જાણતો હતો. એ ઉપરથી શેતાનના હુમલાનું મુળ કારણ જણાય છે. ઇસુ કોણ છે, એ વાત લોકોએ જાણી તે પહેલાં લાંબી મુદતથી દુષ્ટ આત્માઓ જાણતા હતા. તેટલા માટેજ આ ભારે હુમલો કરવામાં આવ્યો છે. જો તે ઇસુને પાપમાં પાડી શકત, તો તે તારનાર થઇ શકત નહિ, ને પોતાને પણ તારણની જરૂર રહેત. જો ઈસુ અરણ્યમાં શેતાનને તાબે થયો હોત તો વધસ્તંભથી તારણ મળત નહિ.

**૧૨૩. પ્રથમ શિષ્યો.** આ વર્ષ દરમિયાન ઈસુના ઘણા શિષ્યો થયા, પરંતુ યોહાનની માફક તેણે તેઓને બાપ્તિસ્મા આપ્યું નહિ. આ કામ તેણે પોતાના પસંદ કરેલા શિષ્યોને કરવા દીધું. આ પરથી જણાય છે કે, યોહાન બાપ્તિસ્મા કરનારની ખ્યાતિ પોતે જેમ કહ્યું હતું તેમ આ વખતે ઓછી થવા માંડી હતી. આ સમયમાં ઘણા ચમત્કારો કરવામાં આવ્યા હોય એવું લખાણ નથી. છતાં કાનામાં જે ચમત્કાર થયો એ તેના ચમત્કારોમાંનો પ્રથમ હતો. પાછળથી જેઓ પ્રેરિત થયા એ શિષ્યો આ વખતે એકઠા થાય છે. શાસ્ત્ર પરથી જણાય છે કે એક દિવસમાં તેણે તેઓમાંના ૭ મેળવ્યા (યોહા. ૧ ; ૩૫–૫૧).

**૧૨૪. મંદિરનું શુદ્ધિકરણ.** મંદિરને પ્રથમ શુદ્ધ કરવું તે આ વર્ષનું વિશેષ લક્ષ ખેંચનારૂં કાર્ય હતું. મંદિરના ચોકમાં જે ઠગાઇ ચાલતી હતી તેથી તે ક્રોધાયમાન થયો અને તેણે નાણાવટીઓને તથા ઢોર અને કબુતર વેચનારાઓને "મારા બાપનું ઘર પ્રાર્થનાનું ઘર થશે પણ તમે તેને લુટારાનું કોતર કીધું છે" એમ કહી બહાર હાંકી કાઢયા. આને લીધે જે આગેવાનોની દેખરેખ નીચે આ બગાડ થતો હતો તેઓ

ઈસુની વિરૂદ્ધ થયા, અને જ્યાં સુધી તેઓનાં કાવતરાંથી તે વધસ્તંભે માર્યો ગયો ત્યાં સુધી તેમનો દ્વેષભાવ કમી થયો નહિ.

**૧૨૫. નીકોદેમસ સાથેની વાતચીત.** આ વર્ષે લક્ષમાં રાખવા જોગ આપણા પ્રભુ ઇસુના બે સંવાદો થયા હતા. એક નીકોદેમસ અધિકારી સાથેનો છે. આ વખતે યોહાન સુવાર્તિક હાજર હશે અથવા તો ઇસુએ કે નીકોદેમસે આ વાત યોહાનને કહી હશે. આ સંવાદમાં કદી દુનિયામાં નહિ સંભળાએલું એવું ભારે અર્થસૂચક એક વાકય ઉચ્ચારવામાં આવ્યું હતું. આ વાકયમાં કેવળ ૩૧ શબ્દો સમાયલા છે તેટલાજ બીજા શબ્દોમાં કદી આવી દિવ્ય સત્યતા કહેવામાં આવી નથી. યોહા. ૩ ; ૧૬ ની જે ગોઠવણ ડૉ. આર્થર ડી. પીઅર્સન કરે છે તે નીચે પ્રમાણે છે.

૧. ઇશ્વરપિતા અને પુત્ર પણ તારણના યોજક છે.
૨. ઇશ્વિરી કૃત્ય—"પ્રેમ કીધો" અને "આપ્યો."
૩. જેના હકમાં આ કાર્ય થયું તે—"જગત," અને તેને વિશેષ રૂપમાં મુકતાં—"જે કોઇ."
૪. જે શરતે આ કૃપાદાન આપવામાં આવે છે તે—"વિશ્વાસ કરે" અને તેથી "પામે."
૫. જે ઉદ્દેશને માટે આ કાર્ય માથે લેવામાં આવ્યું હતું—"નાશ ન થાય," પણ "અનંતજીવન" પામે.

**૧૨૬. સમરૂની સ્ત્રી.** આ વરસના અંતે સમરૂનમાં યાકુબના કુવા આગળ આ સ્ત્રી સાથે વાતચીત થઇ હતી. કોઇ પણ સ્ત્રીની સાથે એમ નહિ, પણ સમરૂનની સ્ત્રી સાથે થઈ. ઇસુએ જેટલી છૂટથી યહુદીઓના આગેવાન નીકોદેમસ આગળ સત્યતા ખુલ્લી કરી હતી તેટલીજ છૂટથી આ સ્ત્રી સાથે વાત કરી તે ધ્યાનમાં રાખવાજોગ છે. આ વાતચીતના પરિણામે સમરૂનીઓની મોટી સંખ્યા પ્રભુને વળગી રહી. આપણા પ્રભુની જાહેર ધર્મસેવાના પહેલા વરસ પછીની બધી હકીકત આપણે ફકત યોહાનની સુવાર્તા પરથી શીખી શકીએ છીએ. બાકીના સુવાર્તિકો ગાલીલ પ્રાંતમાંની તેની કરેલી સેવાથી શરૂઆત કરે છે.

૧૨૭. યાદ રાખશો કે આપણા પ્રભુ ઇસુનું આખું જાહેર જીવન ફક્ત સાડાત્રણ વર્ષની ટુંક મુદતમાં સમાયલું છે. છતાં તે સમયમાં તેણે કેવું અદ્ભુત કામ કીધું! મહાન આલેકઝાન્ડરની જાહેર જીંદગી ૧૩ વર્ષની હતી, અને નેપોલિયનની ૨૩ વર્ષની હતી, અને આ બે મહાન પુરૂષોએ આ વર્ષોમાં ઘણાં અજાયબ કામો કીધાં, પણ તેઓનું રાજ્ય લાંબો વખત થયાં નષ્ટ થયું છે. પણ પ્રભુનું રાજ્ય અગાઉ કરતાં હાલ બહોળા વિસ્તારમાં વધ્યું છે, અને જાહેર ધર્મસેવાનાં પહેલાં સાડાત્રણ વર્ષની કાયમની અસર કદી બંધ પડશે નહિ. આનું કારણ એ છે કે તે માણસ કરતાં વિશેષ હતો, અને તેણે પોતાના કામમાં ઈશ્વરી સત્તા અને જ્ઞાન વાપર્યાં છે.

## સવાલો.

૧. આપણા પ્રભુએ જાહેર ધર્મસેવા શરૂ કરી ત્યારે પાલેસ્તાઇનની ધર્મ સંબંધીની સ્થિતિ કેવી હતી?
૨. સભાસ્થાનો શા ઉપયોગનાં હતાં?
૩. આ વર્ષમાં બનેલો પહેલો બનાવ જણાવો.
૪. ખ્રીસ્તના બાપ્તિસ્મા વખતે આપણે કયા શિક્ષણની પ્રતિછાયા જોઇએ છીએ.
૫. જે પરીક્ષણો લખાયલાં છે તેઓ ત્રણ જુદા પ્રકારનાં છે, તે બતાવો.
૬. ખ્રીસ્તને પાપમાં નાખવા માટે શેતાનના પ્રયત્નનું શું કારણ આપી શકીએ?
૭. યરૂશાલેમમાં કોણની સાથે ઇસુને ઘણી અર્થસૂચક વાતચીત થઇ?
૮. યોહાન ૩ ; ૧૬ માં પાંચ મોટી બાબતો વિષે વાત આવે છે તે કઈ?
૯. યાકુબના કુવા આગળ ઈસુની બીજી વાતચીત કોની સાથે હતી?
૧૦. ઉપલી વાતચીતનું પરીણામ શું આવ્યું?
૧૧. આલેકઝાન્ડર અથવા નેપોલ્યનની સાથે સરખાવતાં આપણા પ્રભુ ઈસુના ટુંક જીવનમાં શી મહત્ત્વતા રહેલી છે?

# પાઠ ૪ થો.

## પ્રસિદ્ધતાનું વર્ષ.

### નવો કરાર—બીજો જમાનો (ચાલુ).

| બનાવો. | માત્થી. | માર્ક. | લુક. | યોહાન. |
|---|---|---|---|---|
| ગાલીલમાં જાહેર શિક્ષણ ... | ૪ ; ૧૭. | ૧ ; ૧૪, ૧૫. | ૪ ; ૧૪,૧૫. | ૪ ; ૪૩-૪૫. |
| કાના. અમીરના પુત્રને સાજો કર્યો. (૧) ... ... | ...... | ...... | ...... | ૪ ; ૪૬-૫૪. |
| નાઝારેથમાં નકાર. (૨) ... | ૪ ; ૧૩-૧૬. | ...... | ૪ ; ૧૬-૩૧. | ...... |
| ગાલીલનો સમુદ્ર. માછીઓનું તેડું વિગેરે ... ... | ૪ ; ૧૮-૨૨. | ૧ ; ૧૬-૨૦. | ૫ ; ૧-૧૧. | ... .. |
| પીતરની સાસુને તથા ભુત વળગેલાને સાજો કરે છે. (૩) | ૮ ; ૧૪-૧૭. | ૧ ; ૨૧-૩૪. | ૪ ; ૩૧-૪૧. | ...... |
| ગાલીલમાં ઉપદેશ માટે મુસાફરી. (૪) ... ... | ૪; ૨૩-૨૫. | ૧ ; ૩૫-૩૯. | ૪ ; ૪૨-૪૪. | ...... |
| કોઢીઆને શુદ્ધ કરે છે ... | ૮ ; ૨-૪. | ૧ ; ૪૦-૪૫. | ૫ ; ૧૨-૧૬. | ...... |
| પક્ષઘાતીને સાજો કરે છે, વિગેરે. | ૯ ; ૨-૯. | ૨ ; ૧-૧૪. | ૫ ; ૧૭-૨૮. | ...... |
| યરૂશાલેમ. અશક્ત માણસને સાજો કરે છે (૫, ૬) ... | ...... | ...... | ...... | ૫ ; ૧-૪૭. |
| સાબ્બાથ વિષે વાદવિવાદ વિ. | ૧૨ ; ૧-૧૪. | ૨; ૨૩-૩;૬. | ૬ ; ૧-૧૧. | ...... |
| સમુદ્ર આગળ લોકોનો સમુહ ભેગો મળે છે ... ... | ૧૨; ૧૫-૨૧. | ૩ ; ૭-૧૨. | ૬ ; ૧૭-૧૯. | ...... |
| ગાલીલ. બારની પસંદગી (૭) | ૧૦; ૨-૪. | ૩ ; ૧૩-૧૯. | ૬ ; ૧૨-૧૬. | ...... |
| પહાડ પરનું ભાષણ ... | ૫; ૧-૮ ; ૧. | ..... | ૬ ; ૨૦-૪૯. | ...... |
| કાપરનાહુમ. જમાદારના ચાકરને સાજો કરે છે (૮) ... | ૮; ૫-૧૩. | ...... | ૭; ૧-૧૦. | ...... |
| નાઈન. વિધવાના દીકરાને જીવતો કરે છે (૯) ... | ...... | ...... | ૭ ; ૧૧-૧૭. | ...... |
| યોહાન બાપ્તિસ્મી ઇસુની પાસે એલચીઆ મોકલે છે... | ૧૧ ; ૨-૧૯. | ...... | ૭ ; ૧૮-૩૫. | ...... |
| પરાક્રમી કામો સંબંધી ઈસુનું ભાષણ ... ... | ૧૧; ૨૦-૩૦. | ...... | ...... | ...... |
| આપણા પ્રભુનો એક સ્ત્રીએ અત્તરથી કરેલો અભિષેક... | ...... | ...... | ૭ ; ૩૬-૫૦. | ...... |
| ગાલીલમાં બીજી મુસાફરી (૧૦) | ...... | ...... | ૮ ; ૧-૩. | ...... |
| ભુત વળગેલાને સાજો કર્યો, વિ. | ૧૨; ૨૨-૫૦. | ૩ ; ૨૦-૩૫. | ૧૧; ૧૪-૩૬. ૮ ; ૧૯-૨૧. | ...... |

| બનાવો. | માત્થી. | માર્ક. | લુક | યોહાન. |
|---|---|---|---|---|
| ફરોશીઓને અફસોસ, વિગેરે. | ...... | ...... | ૧૧;૩૭-૧૩; ૯. | ...... ...... |
| વાવનારનું દ્દષ્ટાંત, વિગેરે ... | ૧૩; ૧-૫૩. | ૪; ૧-૩૪. | ૮; ૪-૧૮. | |
| સરોવરની સામા કાંઠાની મુસાફરી. તુફાન બંધ પડે છે(૧૧) | ૮; ૧૮-૨૭. | ૪; ૩૫-૪૧. | ૮; ૨૨-૨૫. ૯; ૫૭-૬૨. | ...... |
| ગાડરા પાસે ભુત વળગેલો માણસ. સરોવર પાર જાય છે (૧૨) ... ... | ૮;૨૮-૯;૧. | ૫; ૧-૨૧. | ૮; ૨૬-૪૦. | ...... ...... |
| માત્થીને ત્યાં મિજબાની ... | ૯; ૧૦-૩૪. | ૨; ૧૫-૨૨. | ૫; ૨૯-૩૯. | ...... |
| નાઝારેથમાં ફરીથી નકાર (૧૩) | ૧૩; ૫૪-૫૮. | ૫; ૨૨-૪૩. | ૮; ૪૧-૫૬. | ...... |
| ગાલીલની ફરીથી મુસાફરી. બારને મોકલે છે, (૧૪) ... | ૯; ૩૫-૩૮. ૧૦; ૧, ૫-૧૧; ૧. | ૬; ૧-૬. ...... | ..... ...... | ...... |
| હેરોદને ઇસુની બીક ... | ૧૪; ૧, ૨, ૬-૧૨. | ૬; ૧૪-૧૬, ૨૧-૨૯. | ૯; ૭-૯. | |

**વખત.** ઈ. સ. ૨૮થી ૨૯.

**જગ્યાઓ.** કાપરનાહુમ, ગાલીલ, યરૂશાલેમ, નાઇન, ગાડરા, નાઝારેથ.

(કોઠાના પહેલા કૉલમમાં જે આંકડાવાળી બીના લખવામાં આવી છે તે નકશામાં આલેખવામાં આવી છે.)






The figures attached to the journeys refer to events mentioned in the first column on the opposite page.

## અનુપમ જીવન (ચાલુ).

**૧૨૮. પ્રસિદ્ધતાનો વખત.** આ વખત એક વર્ષનો હતો, અને તે વખત ગાલીલમાં ગાળવામાં આવ્યો હતો. કેટલાએક ગાલીલીઓએ ઇસુને યરૂશાલેમમાં જોયો હતો અને તેઓએ પાછા આવીને પોતાના દેશમાં તેની કીર્ત્તિ ફેલાવી હતી, તેથી તેણે તેઓ મધ્યે થોડાંજ પરાક્રમી કામો કીધાં ત્યારે તેઓ બહુ ઉલ્લાસી થયા. આ વર્ષનું તેનું કામ તેના ચમત્કારોથી અને તેના શિક્ષણથી આપણે શીખી શકીએ.

**૧૨૯. તેના ચમત્કારોની વૃદ્ધિ.** પહેલાંના કરતાં આ વખતે ચમત્કારો ઘણા કરવામાં આવ્યા હતા. જેમ લાલ તપેલા લોઢામાંથી હથોડો મારતાં હજારો તણખા ઉડે છે તેવી રીતે તેનાથી ચમત્કારો થયા. તેણે ઘણી વખતે એક દિવસમાં સેંકડો ચમત્કારો કર્યાં હશે. દાખલા તરીકે કાપરનાહુમનો પહેલો સાબ્બાથવાર લો. સવારમાં સભાસ્થાનમાંના ભુત વળગેલાને સારો કર્યો. પાછલા પહોરમાં પીતરની સાસુને સારી કરી. સંધ્યાકાળે શહેરમાં કોઈ પણ દરદથી પીડાતાં સર્વ તેની પાસે આવ્યાં, અને તેણે તેઓને સાજાં કીધાં. આ દિવસ કાપરનાહુમના ઇતિહાસમાં એક મહાન દિવસ હતો, અને પાછળથી આ શહેરને આકાશ સુધી ઊંચું કરવાની વાત કરે છે તેમાં કંઇ નવાઈ ન કહેવાય. તેની ચમત્કારિક સત્તા દરેક રોગ પર જણાય છે. કોઇ પણ દરદ એવું ન હોય કે જે તે સારૂં કરી ન શકે. સાજા કરવાના તેના કામમાં ત્રણ લક્ષણ દેખાય છે—(૧) સાજાપણું તાત્કાળિક મળતું હતું. તેમાં વખત લાગતો નહિ. એક પળમાં મરણતોલ માંદું હોય તો બીજી પળમાં સંપૂર્ણ સાજું જોવામાં આવતું હતું. દરેક ચમત્કારમાં આ વાત દેખાય છે પણ એક ચમત્કારમાં અપવાદ જોવામાં આવે છે, એટલે ઇસુ એક આંધળાને દેખતો કરે છે ત્યારે તેને બે વાર અડકવું પડયું (માર્ક ૮ ; ૧૪). શું તે માણસનો વિશ્વાસ અધુરો હતો ? (૨) સાજાપણું સંપૂર્ણ મળતું હતું. સાજાપણું મળ્યા પછી કંઇ પણ નબળાઈ રહેતી નહિ. હાલના સહુથી કાબેલ વૈદોના કામ વિષે એવું કહી શકાય નહિ. (૩) આ સાજાપણું મફત આપવામાં આવતું હતું.

**૧૩૦. મરણ પર પણ તેની સત્તા ચાલતી હતી.** લાજરસને બોલાવ્યો ને કબરની બહાર આવ્યો. મરેલી બાળાનો હાથ પકડતાં મરણમાંથી જીવતી થઇ ઉઠે છે. ઠાઠડીમાં લઇ જતા જુવાનને બોલાવતાં તે જીવતો થઇને ઉઠયો. તેની સત્તા દુષ્ટ આત્માઓ પર પણ ચાલતી હતી. દુષ્ટ આત્માઓને હુકમ કરતાં તેઓ બહાર નીકળી જાય છે. કુદરત પર પણ તેની સત્તા હતી. કુદરત પણ તેની વાણી સાંભળીને તેની મરજીને આધીન થાય છે. પવન અને મોજાંઓ તેનું માને છે. આ પ્રમાણે મરણ પર, આત્માઓ પર અને કુદરત પર તેની સત્તા ચાલતી હતી. આવા પ્રસંગમાં તેની ખ્યાતિ ફેલાઇ જાય તો તેમાં નવાઇ નથી. આ વર્ષમાં તેનાં કામો જોઇને લોકો એવા ઉલટભેર થયા કે જેટલું કહીએ તે ઓછું. લોકો તેની આસપાસ એવા આવેશથી ફરી વળતા અને તેને જોવા તથા તેનું સાંભળવા એટલા બધા ધક્કાધક્કી કરતા હતા કે ઘણા પડી જતા હતા. વળી આમ હોંસથી તેની તરફ દોડી આવતા લોકો બહુ શોરબકોર કરતા હતા. એક દરદીને તેની પાસે લાવતાં લોકોએ ઘરનું છાપરૂં ઉકેલી તેને તેની પાસે ઉતાર્યો. તેને શાંતિથી રોટલી ખાવાનો પણ વખત મળતો ન હતો, કારણ કે લોકો તેને વિસામો લેવા દેતા નહિ ( માર્ક ૬ ; ૩૧ ).

**૧૩૧. તેના ચમત્કારો બોધરૂપ હતા.** ખરી રીતે જોતાં તેના બધા ચમત્કારો માણસોને અણદીઠ અને આત્મિક વાનાંઓનું ભાન કરાવે એવા બોધરૂપી હતા. જો કોઇ જન્મના આંધળા માણસને તે દેખતો કરે તો લોકોને તે એ જણાવવા માગતો કે આત્મિક આંખોની તેમને જરૂર છે. જો તે બહેરા માણસને સાંભળતો કરતો તો તેથી તેઓને આત્મિક શ્રવણની આકાંક્ષા ઉત્પન્ન કરવા માગતો હતો, અને જો તે મરેલાને જીવતો કરે તો પોતે પુનરૂત્થાન તથા જીવન છે એ વાત તેમને શિખવવા માગતો હતો.

**૧૩૨.** પ્રભુ જ્યારે કોઇ માણસને એકજ પળમાં એકાએક સાજો થએલો જોતો ત્યારે તેને તેથી કેટલો આનંદ થતો હશે! આપણને પણ એથી આનંદ થાય. પણ તેની સાથે આ સાજાં કરવાના કૃપાદાનથી તેનું મન પણ દુખાતું હતું. જેમકે દશ કોઢીઆમાંના નવ જણે ‘ અમે

તારો ઉપકાર માનીએ છીએ' એટલું કહેવાને પણ તસ્દી લીધી નહિ. લોકોને તે મદદ કરતો એ સંબંધી ચુપ રહેવાને તે તેઓને ફરમાવતો હતો, કારણ કે આ આસ્થાધારી ટોળી કદાચિત દાબમાં ન રહે અને રૂમી સરકારને વચ્ચે પડવાની જરૂર પડે એવી ધાસ્તી હતી.

**૧૩૩. તેનું શિક્ષણ.** દેખીતી રીતે તેનું શિક્ષણ તેના ચમત્કારો કરતાં ઓછું ઉપયોગી લાગે, પણ ખરૂં જોતાં તે વધારે ઉપયોગી હતું. જો આપણને તેના ચમત્કારો અને તેનું શિક્ષણ બેમાંથી એક પસંદ કરવાનું હોય તો આપણે બેશક તેનું શિક્ષણ પસંદ કરીશું. ચમત્કારોની અસર અલ્પકાળિક છે પણ તેના શિક્ષણની અસર અનંતકાળ ટકી રહે એવી છે. બીજા પાઠમાં જોયું તેમ ઇસુના બોલેલા શબ્દોમાંથી આપણી પાસે એટલા થોડા સંગ્રહ કરવામાં આવ્યા છે, તોપણ તેઓના પરાક્રમ વિષે આપણે અજાયબ થઈએ છીએ. તેણે જેમ કહ્યું તેમ "જે વાતો મેં તમને કહી છે તે આત્મા તથા જીવન છે" (યોહા. ૬ ; ૬૩).

**૧૩૪.** તેના શિક્ષણનું વળી એક લક્ષણ **હિમ્મત** છે, જેને અધિકાર હોય તેની પેઠે તેણે તેઓને શિક્ષણ આપ્યું. કેમકે આંતરિક અનુભવથી તે જાણતો હતો કે, જે હું બોલું છું તે સત્ય છે. શાસ્ત્રીઓ મોટે ભાગે પોપટ જેવા હતા, માત્ર તેઓ પોતાની અગાઉ થઈ ગએલા માણસોની વાતો બોલી જતા, પણ આત્મિક વાતોનું ખરૂં ભાન તેઓને ન હતું. ઈસુની વાત તેથી જુદી છે. મુસાના પુસ્તકમાંથી કંઇ ફકરા તે ઉતારે છે અને પોતાના અધિકારથી તે રદ પણ કરે છે. નિયમશાસ્ત્ર પ્રગટ કરનાર મુસા કરતાં તેની દીર્ઘદૃષ્ટિ વધારે હતી એ તેને માલમ હતું. તે પોતે કહે છે કે—"એમ કહેવામાં આવ્યું છે—એ તમે સાંભળ્યું છે—પણ હું તમને કહું છું." એ પરથી જણાય છે કે તેનું શિક્ષણ કેવું ખાત્રીપૂર્વક હતું અને શિક્ષણના પરિણામે પોતાનો દાવો તેણે સાબિત કર્યો છે.

**૧૩૫.** પોતાના શિક્ષણમાં પાપની કબુલાત કરનાર પ્રત્યે તે **ઘણોજ કોમળ** જણાય છે. પણ જેઓ પવિત્રાઈનો દાવો કરતા હતા તેઓ પ્રત્યે તે તેવોજ કઠણ પણ જણાય છે. શાસ્ત્રીઓ અને ફરોશીઓ વિરૂદ્ધ તેમના ઢોંગને લીધે આપણા પ્રભુએ જે શબ્દો ઉચ્ચાર્યાં તેવા બીજા

કોઈ પ્રસંગે તેણે ઉચાર્યાં નથી. તે પ્રસંગની કંઇક સમજણુ સાથે જો તે શબ્દો વાંચીએ તો તેઓના આવેશથી ખરેખર ધ્રુજારી વછૂટે. બીજી તરફ જોઇએ તો જેઓને પાપને લીધે લાગણી થતી અને તેનાથી મુક્ત થવાને ઇચ્છતા હતા તેઓને જે શબ્દો તેણે કહ્યા, તેના કરતાં વધારે કોમળ ને માયાળુ વચનો કદી બોલવામાં આવ્યાં નહિ હોય!

**૧૩૬. દૃષ્ટાંતોનો ઉપયોગ તેના શિક્ષણમાં** તે બહુ કરતો હતો. તે તો ખરૂં જોતાં ચિન્હરૂપ હતાં. એ તો ચિત્રોમાં સમાયલી સત્યત છે, કેમકે ચિત્રો મારફતે મળેલું શિક્ષણ લાંબો વખત યાદ રહે છે. તેનાં દૃષ્ટાંતરૂપી ચિત્રોની આપણી યાદદાસ્ત ચિત્રશાળામાં કેટલી બધી હાર ટંગાએલી છે. ઉડાઉ દીકરો, ભલો સમરૂની, દશ કુંવારીઓ, ખોવાયલું ઘેટું, અન્યાયી ન્યાયાધીશ વિગેરે. જેઓના ઉપર આપણે હેત રાખીએ છીએ અને જેઓમાંથી ઘણીજ ઉમદા અને અવિનાશી સત્યતા નીકળે છે એવાં ચિત્રો શું એ નથી?

**૧૩૭. પૃથ્વી પર દેવનું રાજ્ય અને પોતે તેનું મધ્યબિંદુ છે,** એ વાત સંબંધીનું મુખ્યત્વે કરીને તેનું શિક્ષણ હતું. રાજ્ય સંબંધીનાં દૃષ્ટાંતો જો વિદ્યાર્થીઓ શોધી કાઢે તો આ વાતની તેમને ખાત્રી થશે. તેના નજીકના શિષ્યો પણ આ વાત સમજી શકયા નહિ, કેમકે જે વાત પર ભાર મુકવો જોઇએ તે વાત પર તેમણે ભાર મુકયો નહિ. જેઓએ ધાર્યું કે આ રાજ્ય દાઉદનું રાજ્ય હશે તેઓએ જ્યારે દાઉદના રાજ્ય વિષે વિચાર કર્યો ત્યારે તેણે 'દેવના રાજ્ય વિષે' વિચાર કર્યો. વિચાર કરવાની આ બે વાતમાં કેટલો તફાવત છે. એક વિચારથી તેઓ રાજ્યમાં જમણા તથા ડાબા હાથે જગ્યા માગવાને ઉશ્કેરાયા અને બીજા વિચારથી દેવનું રાજ્ય તેઓમાં છે એ સાબિત કર્યું. આ પ્રમાણે ઘણી હોંસમાં આ આખું પ્રસિદ્ધતાનું વર્ષ ગુજારવામાં આવ્યું. ગાલીલમાં કરેલી આ ધર્મસેવા જયવંત સ્વારીના જેવી હતી. તેની અને શિષ્યોની આસપાસ એકઠાં થતાં ટોળાં કંટાળતાં નહિ. પણ અફસોસની વાત છે કે, લોકો તેના સંદેશાના આત્મિક મર્મની કદર બુઝી શકયા નહિ, પણ ફક્ત જે અલ્પકાળિક અને વિનાશી વાતો હતી તેજ તેઓએ ધ્યાનમાં લીધી.

## સવાલો.

૧. આપણા પ્રભુ ઇસુની જીંદગીના બીજા જમાનાના બીજા વર્ષને શું નામ આપવામાં આવે છે?
૨. આ વર્ષ ક્યાં ગાળવામાં આવ્યું હતું?
૩. ક્યાં બે લક્ષણો આ વર્ષમાં દેખાય છે?
૪. પ્રભુની સત્તા કઇ કઇ વાતો પર હતી?
૫. સાજાપણું આપવાની તેની રીતમાં ક્યાં ક્યાં લક્ષણો દેખાય છે?
૬. તેના ચમત્કારો બોધરૂપી છે એમ શા માટે કહી શકાય?
૭. ચમત્કારો અને શિક્ષણમાં કયું વધારે ઉપયોગી હતું?
૮. દૃષ્ટાંતોનો પુષ્કળ ઉપયોગ તેણે કેમ કર્યો?
૯. તેના શિક્ષણનાં ક્યાં બે લક્ષણો જોવામાં આવે છે?
૧૦. પ્રભુનું શિક્ષણ કઈ બાબત સાથે હમેશાં સંબંધ ધરાવતું હતું?
૧૧. શિષ્યો તેની વાત કેમ સમજી શકયા નહિ.

---

# પાઠ ૫ મો.

## વિરૂદ્ધતાનું વર્ષ.

નવો કરાર--બીજો જમાનો ( ચાલુ ).

| બનાવો. | માત્થી | માર્ક | લુક • | યોહાન |
|---|---|---|---|---|
| ગાલીલનો સમુદ્ર. બારેનું પાછા ફરવું ... ... ... | ૧૪; ૧૩-૨૧ | ૬ ; ૩૦-૪૩ | ૯; ૧૦-૧૭ | ૬ ; ૧-૧૪ |
| ઇસુ પાણી ઉપર ચાલે છે ... | ૧૪; ૨૨-૩૬ | ૬ ; ૪૫-૫૬ | ...... | ૬ ; ૧૫-૨૧ |
| સંવાદ-વિગેરે ... ... | ૧૫; ૧-૨૦ | ૭ ; ૧-૨૩ | ...... | ૬ ; ૨૨-૭૧ |
| ઉત્તર તરફની મુસાફરી. સુર અને સીદોનનો પ્રદેશ (૧, ૨) | ૧૫; ૨૧-૨૮ | ૭ ; ૨૪-૩૦ | ...... | ...... |
| સરોવરની પૂર્વ બાજુએ પાછા ફરે છે (૩) ... ... | ૧૫; ૨૯-૩૮ | ૭; ૩૧-૮; ૯ | ...... | ...... |
| સરોવર ઓળંગ્યું, આકાશથી ચિન્હ માગ્યું (૪)... ... | ૧૫; ૩૯-૧૬; ૪ | ૮ ; ૧૦-૧૩ | ...... | ...... |
| ફરીથી સરોવર ઓળંગે છે. ફરોશીઓનું ખમીર (૪) ... | ૧૬; ૫-૧૨ | ૮ ; ૧૪-૨૧ | ...... | ...... |

| બનાવો. | માત્થી. | માર્ક. | લુક. | યોહાન, |
|---|---|---|---|---|
| બેથસૈદા જતાં રસ્તા પર આંધળાને સાજો કરે છે (૪) ... | ...... | ૮ ; ૨૨-૨૬ | ...... | ...... |
| પીતરની કબુલાત, વિગેરે ... | ૧૬; ૧૩-૩૮ | ૮; ૨૭-૯; ૧ | ૯ ; ૧૮-૨૭ | ...... |
| હેરમોન પહાડ. રૂપાન્તર (૫)... | ૧૭; ૧-૧૩ | ૯ ; ૨-૧૩ | ૯ ; ૨૮-૩૬ | ...... |
| ભુત વળગેલા છોકરાને સાજો કર્યો | ૧૭; ૧૪-૨૦ | ૯ ; ૧૪-૨૯ | ૭ ; ૩૭-૪૩ | ...... |
| મરણ અને પુનરૂત્થાન વિષે ભવિષ્ય... ... ... | ૧૭; ૨૨,૨૩ | ૯ ; ૩૦-૩૨ | ૯ ; ૪૩-૪૫ | ... .. |
| કાપરનાહુમમાં આવવું (૬) ... | ૧૭; ૨૪-૧૮; ૩૫ | ૯ ; ૩૩-૫૦ | ૯ ; ૪૬-૫૦ | ..... |
| યરૂશાલેમ. ઇસુ માંડવા પર્વમાં જાય છે (૭, ૮) ... ... | ...... | ...... | ... .. | ૭; ૧-૮; ૫૯ |
| ગાલીલમાં પાછો જાય છે અને ત્યાંથી છેવટનું નીકળવું (૯)... | ૧૯; ૧, ૨ | ૧૦ ; ૧ | ૯ ; ૫૧-૫૬ | ...... |
| સીત્તેરને મોકલ્યા ... ... | ...... | ...... | ૧૦ ; ૧-૩૭ | . .... |
| બેથાનીઆ. મારથા અને મરિયમની મુલાકાત (૧૦) ... | ...... | ...... | ૧૦; ૩૮-૪૨ | ...... |
| જન્મના આંધળાને સાજો કર્યો. | ...... | ...... | ...... | ૯; ૧-૧૦;૨૧ |
| યરૂશાલેમ. ઈસુ પ્રતિષ્ઠા પર્વમાં. | ...... | ...... | ...... | ૧૦; ૨૨-૪૨ |
| પેરીઆમાં એકાંતવાસ. સંવાદો, દૃષ્ટાંતો (૧૧) ... ... | ...... | .. ... | ૧૧ ; ૧-૧૩; (૧૩ ; ૧૦-૧૭ ; ૧૦) | ...... |
| બેથાનીઆ. લાજરસને ઉઠાડે છે (૧૨, ૧૩) ... ... | ...... | ...... | ...... | ૧૧ ; ૧-૪૬ |
| એફ્રાઇમ તરફ પાછા ફરવું (૧૪) | ...... | ...... | ...... | ૧૧; ૪૭-૫૪ |
| સમરૂન. દશ કોઢીઆને શુદ્ધ કરે છે (૧૫) ... ... | ...... | ...... | ૧૭; ૧૧-૧૯ | ...... |
| સંવાદો વિગેરે ... ... | ૧૯ ; ૨-૨૦ ; ૨૮ | ૧૦; ૨-૪૫ | ૧૭ ; ૨૦-૧૮ ; ૩૪ | ...... ...... |
| યરેખો પાસે. આંધળાને દેખતો કરે છે (૧૬) ... ... | ૨૦; ૨૯-૩૪ | ૧૦; ૪૬-૫૨ | ૧૮; ૩૫-૪૩ | ...... |
| યરેખો. જાખી દાણીની મુલાકાત | ...... | ...... | ૧૯ ; ૧-૨૮ | ...... |
| બેથાનીઆ. મરિયમ તેલ ચોળે છે (૧૬) ... ... | ૨૬; ૬-૧૩ | ૧૪; ૩-૯ | ...... | ૧૧ ; ૫૫-૧૨ ; ૧૧ |






The figures attached to the journeys refer to events mentioned in the first column on the opposite page.

કોઠાના પહેલા કૉલમમાં જે આંકડાવાળી બીના લખવામાં આવી છે તે નકશામાં આલેખવામાં આવી છે.

**વખત**—ઈ. સ. ૨૯, ૩૦.

**જગ્યાઓ.** કાપરનાહુમ. સૂર અને સીદોન. દકાપોલિસ. કાઇસારીઆ ફિલીપી. હેરમોન પહાડ. ગાલીલ. યરૂશાલેમ. બેથસૈદા.

## અનુપમ જીવન (ચાલુ).

**૧૩૮. વિરૂદ્ધતાનો વખત.** આ વખત એક વર્ષનો છે. આપણા પ્રભુની મહાન ખ્યાતિ પાંચ હજારને ખવડાવ્યા પછી ઘણી ઘટવા લાગી. આ ચમત્કારથી લોકોની ઉત્કંઠા ઘણીજ વધી. તેઓએ ધાર્યું કે, આપણો રાજા થવા યોગ્ય આ માણસ છે. આ સંબંધી તેમને એવી પૂર્ણ ખાત્રી થઈ કે, તેઓએ તેજ સ્થળે તેને રાજા તરીકે પસંદ કરવાને અને રૂમી રાજ્યની સામે બંડનો વાવટો ચઢાવવાને ઇચ્છ્યું (યોહાન ૬; ૧૫). શિષ્યોને પણ આ ગાંડપણનો ચેપ લાગ્યો હોય એમ જણાયું, કારણ કે ઇસુએ તેમને ચાલ્યા જવાને હઠે કરી (માત્થી ૧૪; ૨૨). પરંતુ બીજે દિવસે જ્યારે લોકોનો સમુહ તેને ફરી મળ્યો ત્યારે તેઓએ ઇસુને ખવડાવવાનો બીજો ચમત્કાર કરવાને લલચાવ્યો, પણ તેણે ના પાડી. તેણે તેઓને સમજાવવાને યત્ન કીધો કે, મારી પાસે એ કરતાં વધારે સારી રોટલી છે એટલે જીવનની રોટલી. પણ તેઓને ફકત લોટની રોટલી જોઇતી હતી. મુસાએ લોકોનું ૪૦ વર્ષ સુધી વગર પૈસે પોષણ કર્યું, તો અમારા મસીહે એ કરતાં પણ વિશેપ કરવું જોઇએ એમ તેઓએ ધાર્યું. તેથી જ્યારે તેણે તેઓને આવું અન્ન આપવાનું ના પાડયું ત્યારે તેઓએ તેનો નકાર કર્યો. તેના શિષ્યોમાંના 'ઘણા' તે વખતે 'પાછા ગયા' (યોહા. ૬; ૨૨-૭૧ જુઓ). આ વખતે પીતર ઉમદા રીતે આગળ પડે છે અને ખ્રીસ્ત વિષેની કબુલાત કરે છે. જ્યારે પાછળથી આપણે પીતરને પોતાના પ્રભુનો નકાર કરતાં જોઇએ છીએ ત્યારે આ પ્રસંગની તેની બહાદુરી ભુલી જવી જોઇતી નથી.

**૧૩૯. ફરોશીઓ વિરૂદ્ધ થાય છે.** પ્રસિદ્ધતાના આખા વર્ષ દરમિયાન જેમ જાસુસો ગુન્હેગારનાં પગલાં શોધે છે તેમ ફરોશીઓ

પ્રભુનાં પગલાં શોધતા હતા. આ વખતે પાલેસ્તાઇનમાં આસરે ૬૦૦૦ ફરોશીઓ હતા. તેઓ લોકોના ધર્મના આગેવાન હોવાથી તેઓની વિરૂદ્ધતા વિશેષ ભયંકર બની. તેઓએ લોકોને સીધે રસ્તે દોરવાને બદલે આડે રસ્તે દોર્યા. તેઓની વિરૂદ્ધતાનાં કારણો ઘણાં હતાં, જેમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છે.

(૧) **તેઓના અભિમાનને લીધે** તેઓ તેની વિરૂદ્ધ બન્યા. તેઓ એક બીજા પાસે મોટાઇ શોધતા હતા, અને તેથી તેઓ તેના પર વિશ્વાસ રાખી શકયા નહિ (યોહા. ૫; ૪૪). પ્રભુનો અને તેઓનો હેતુ એટલો બધો જુદો હતો કે તેઓ તેની વાત પણ સમજી શકયા નહિ. દેવના મહિમાનું આકર્ષણ તેમને લાગ્યું નહિ, તેથી જે નમ્ર અને રાંકડો હતો તેની વિરૂદ્ધ તેઓ થયા.

(૨) **તેની દીનતાને લીધે** તેઓ તેની વિરૂદ્ધ થયા. તે માત્ર એક સુતારનો દીકરો હતો માટે તેઓની નજરમાં તે કંઇ વિસાતમાં ન હતો. જો તેઓએ યોગ્ય તપાસ કરી હોત, તો તેઓને માલૂમ પડત કે આ ઇસુ તેઓના મહાન રાજા દાઉદના કુળનો હતો, પણ તેઓએ તેવું કાંઈ કર્યું નહિ (માત્થી ૧૩; ૫૫-૫૮). તે ગરીબ કુટુંબમાંથી આવ્યો અને તે દેશના કોઇ કુલીન કુટુંબમાંથી નહિ, એ વાત તેમને ઠોકરરૂપ થઇ. તે શાસ્ત્રિય કેળવણી પામ્યો ન હતો તેથી તેઓ એ વિષે ગુંચવણમાં પડયા, અને તિરસ્કાર સાથે અચંબો પામી કહ્યું, "એ માણુસ કદી પણ શીખ્યો નથી, તે છતાં વિદ્યા કયાંથી જાણે છે?" (યોહા. ૭; ૧૫).

(૩) **તેણે જેઓની સોબત રાખી** તેને લીધે તેઓ તેની બહુ વિરૂદ્ધ થયા. તેનો તિરસ્કાર કરતાં તેઓએ કહ્યું કે, "આ માણુસ પાપીઓનો અંગીકાર કરે છે ને તેઓની સાથે ખાય છે" (લુક ૧૫; ૨). તેઓએ વારંવાર કચકચ કરી કે તે ધિક્કારાએલા દાણીઓનો અને પાપીઓનો મિત્ર છે. તે પાપીઓને પસ્તાવાને સારૂ તેડવા આવ્યો છે તેમાં તેના સંદેશાનું મહત્વ હતું એ વાત તેઓ સમજી શકયા નહિ. લુક ૧૫; ૨ માં આપેલી તેઓની કચકચને લીધે તેને ખોવાએલું નાણું,

ખોવાએલું ઘેટું અને ખોવાએલો દીકરો એ જાણીતાં દષ્ટાંત કહેવાની જરૂર પડી. ધિક્કારાએલા માત્થી દાણીને તેણે પોતાના શિષ્યોમાં દાખલ કર્યો આથી તેઓ વિશેષ નાખુશ થયા.

(૪) **તેમની રીત મુજબ સાબ્બાથ પાળ્યો નહિ માટે તેઓ** તેની સામે થયા. આ પવિત્ર દિવસ માણસને થકવે એવો કંટાળાદાયક બનાવી દીધો હતો. દયા અને મદદ કરવાની આ દિવસે બંધી હતી, તેથી જ્યારે તેણે સાબ્બાથ દિવસે બેથેસ્દાના કુંડ પાસેના માણસને સાજો કર્યો અને જન્મના આંધળાને દેખતો કર્યો ત્યારે તેનો શી રીતે નાશ કરવો એ સંબંધી તેઓએ મસલહત કરી. તેઓ પોતે આ દિવસે ઘેટાં કે બળદ ખાડામાં પડે તો તેને કાઢતા હતા, પણ તે દિવસે માણસને સાજા કરવાના કારણથી તેઓએ નાખુશ થઇ ટીકા કરી. આથી ઇસુને તે વિષે તેઓને સખત ઠપકો આપવો પડયો; પણ તેથી તેઓની વિરૂદ્ધતા ઓછી થઇ નહિ.

(૫) **તેમના ઠરાવેલા રીતરિવાજ પાળવા ના પાડી.** હાથ ધોવા ઇત્યાદિ નાના પ્રકારના રીતરિવાજો પાળવાને ઇસુએ નકાર કર્યો, કેમકે તેઓ કંઇ ઈશ્વરના વિધિ ન હતા. ઇસુ તેમને ધમકી આપતાં કહે છે કે "ભારે અને ઉંચકતાં મહા મુસીબત પડે એવા બોજા તેઓ બાંધીને માણસોની ખાંધો પર ચઢાવે છે, પણ તેઓ પોતે પોતાની એક આંગળીએ તેને ઉપાડવાને ચાહતા નથી" (માત્થી ૨૩; ૪). પ્રભુની સામે જે લોકો થયા તે કોણ અને કેવા હતા તે સમજવાને માત્થીનો ૨૩ મો અધ્યાય વાંચો. વળી તેણે સાધારણ વર્ગના માણસોમાંથી મિત્રો કર્યા અને લોકોના ધર્મના આગેવાનોની આગળ નમ્યો નહિ, તેથી તેઓ વધારે ગુસ્સે થયા. સાધારણ લોકે તેનું ખુશીથી સાંભળ્યું એથી પણ તેમને ઠીક લાગ્યું નહિ (યોહા. ૭; ૪૯). આખું જગત તેની પાછળ ગએલું જોઇ તેઓ ક્રોધિત થયા અને એમ પોતે પાછળ રહ્યા. આ તે અભિમાની લોકોને દુઃખદાયક હતું.

(૬) **તેના ચમત્કારોનો ઇનકાર તેઓ કરી શકયા નહિ.** આ તો તેમની વિરૂદ્ધતાનું સૌથી મોટું કારણ હતું. તેઓએ તેના સંબંધી

કહ્યું કે, આ કામો તે શેતાનની મદદથી કરે છે; "તેને ભુત વળગેલું છે, અને તે ઘેલો છે, તમે તેનું કેમ સાંભળો છો?" એમ તેઓ કહેતા હતા (યોહા. ૧૦; ૨૦). વળી ફરોશીઓએ કહ્યું, "તે ભુતોના સરદારથી તે ભુતોને કહાડે છે" (માત્થી ૯ ; ૩૪). એ પ્રમાણે જેનામાં અમાપ આત્મા હતો તેને ભુત વળગેલો પણ કહેવાની હિમ્મત તેઓએ કરી. પવિત્ર આત્માનાં કામોને અંધકારનાં કામો કહેવામાંજ માફ ન થઇ શકે એવું પાપ થાય છે. એ વિષે પ્રભુએ કહ્યું કે, અંધકારના સરદારનાં કામોને પવિત્ર આત્માનાં કામ કહેવામાં એ પાપ ખરી રીતે સમાયલું છે.

**૧૪૦. સમૂહથી દુર.** પાંચ હજાર માણસોને ખવડાવવાના ચમત્કાર પછી પ્રભુ મોટે ભાગે કાઇસારીઆ ફિલિપી, દકાપોલીસ અને સુર તથા સીદોનની દુરની જગ્યાઓમાં રહેવા ગયો. જો તેણે ગાલીલીઓમાં વધારે ચમત્કારો કર્યા હોત તો તેઓ કદાપિ બંડ ઉઠાવત અને રૂમી સરકારના ગુન્હેગાર થઇ જાત, અને જો એવું થયું હોત તો જગતને સારૂ તે જે સંદેશો લાવ્યો હતો તે નિષ્ફળ જવાનું જોખમ હતું. પાંચ હજારને જમાડ્યાના ચમત્કાર પછી અને યરૂશાલેમ તરફ છેલ્લી મુસાફરી કર્યાં પહેલાં લગભગ ૭ માસ સુધી તે ગાલીલમાં અને તેની આસપાસની હદમાં થોભ્યો અને આ ૭ મહિના દરમિયાન તેનું રૂપાંતર થયું.

### સવાલો.

૧. પ્રસિદ્ધતાના વર્ષનો છેલ્લો બનાવ કયો હતો?
૨. પાંચ હજારને ખવડાવવાના પરિણામે લોકોએ શું કરવા ઇચ્છયું?
૩. આવા જુસ્સાથી શિષ્યોને પણ અસર થઈ તેની શી સાબિતી આપણી પાસે છે?
૪. બીજે દિવસે લોકોએ ઇસુ પાસે શું કરાવવા ઇચ્છયું?
૫. જ્યારે તેણે ના પાડી ત્યારે લોકોએ શું કર્યું?
૬. આ સઘળા વખતમાં ફરોશીઓનું વલણ કેવું હતું?
૭. પાલેસ્તાઇનમાં આ વખતે આ જાતના કેટલા લોક રહેતા હશે?

૮. ઇસુ પ્રત્યે તેમની વિરૂદ્ધતાનું પહેલું કારણ આપો.
૯. વિરૂદ્ધતાનું બીજું કારણ શું હતું?
૧૦. ત્રીજું કારણ શું હતું?
૧૧. વિરૂદ્ધતાનાં બીજાં બે કારણ કહો.
૧૨. ઇસુને ચમત્કારો કરવાની શક્તિ ક્યાંથી મળી હતી તે વિષે તેઓએ શું કહ્યું?
૧૩. આ પછીના ૭ મહિના ઇસુ ક્યાં રહ્યો?
૧૪. આ ૭ મહિનામાં કયો જાણવાજોગ બનાવ બન્યો?

**પુનરાવર્તનના સવાલો.** (પહેલા પાઠથી પાંચમા પાઠ સુધી).

૧. જુના અને નવા કરાર વચ્ચે કેટલો વખત છે?
૨. નવા કરારના ઇતિહાસના પાંચ જમાનાઓની હદ બતાવો.
૩. ખ્રીસ્તની જીંદગીના વિભાગ કેવી રીતે પાડી શકાય?
૪. ઇસુના પરીક્ષણના ત્રણ પ્રકાર બતાવો.
૫. અપ્રસિદ્ધતાનું વર્ષ એટલે શું?
૬. યરૂશાલેમમાં એક જાણવાજોગ સંવાદ ઇસુને કોની સાથે થયો?
૭. ખ્રીસ્તની જીંદગીના બીજા વર્ષને શું નામ આપવામાં આવ્યું છે?
૮. આ વર્ષ મોટે ભાગે ક્યાં ગાળવામાં આવ્યું?
૯. ઇસુ આટલાં બધાં દૃષ્ટાંત બોલ્યો તેનું શું કારણ?
૧૦. તેનું ઘણુંખરૂં શિક્ષણ કઇ વાતની સાથે સંબંધ રાખતું હતું?
૧૧. ફરોશીઓની વિરૂદ્ધતાનાં પાંચ કારણો જણાવો.
૧૨. પ્રસિદ્ધતાનાં વર્ષ પછીના ૭ મહિના પ્રભુ ક્યાં રહ્યો હતો?

# પાઠ ૬ ઠો.

## છેલ્લું અઠવાડિયું.

### નવો કરાર—બીજો જમાનો (ચાલુ).

| બનાવો. | માત્થી | માર્ક | લુક | યોહાન |
|---|---|---|---|---|
| યરૂશાલેમમાં જયવંત પ્રવેશ.... | ૨૧ ; ૧-૧૧. | ૧૧ ; ૧-૧૧. | ૧૯; ૨૯-૪૪. | ૧૨; ૧૨-૧૯. |
| અંજીરીને શ્રાપ દે છે ... | ૨૧; ૧૮,૧૯. | ૧૧; ૧૨-૧૪. | ...... | ...... |
| મંદિરને બીજી વાર શુદ્ધ કરે છે. | ૨૧; ૧૨-૧૭. | ૧૧; ૧૫-૧૯. | ૧૯; ૪૫-૪૮. ૨૧; ૩૭,૩૮. | ...... |
| અંજીરી સુકાઈ ગઇ ... | ૨૧; ૨૦-૨૨. | ૧૧; ૨૦-૨૫. | ...... | ...... |
| સંવાદ વિગેરે ... ... | ૨૧ ; ૨૩— ૨૩; ૩૯. | ૧૧ ; ૨૭— ૧૨; ૪૦. | ૨૦ ; ૧-૪૭. | ...... |
| વિધવા સ્ત્રીની બે દમડી. ... | ...... | ૧૨; ૪૧-૪૪. | ૨૧ ; ૧-૪. | ...... |
| હેલેનીઓ ઈસુને જોવા આવે છે. | ...... | ...... | ...... | ૧૨; ૨૦-૩૬. |
| યહુદીઓનો અવિશ્વાસ ... | ...... | ...... | ...... | ૧૨; ૩૭-૫૦. |
| મંદિરના નાશ સંબંધી ભવિષ્ય-વાત ... ... ... | ૨૪ ; ૧,૨. | ૧૩ ; ૧,૨. | ૨૧ ; ૫, ૬. | ...... |
| સંવાદ, દૃષ્ટાંતો વિગેરે. ... | ૨૪ ; ૩— ૨૫; ૪૬. | ૧૩ ; ૩-૩૭. | ૨૧ ; ૭-૩૬. | ...... |
| અધિકારીઓ અને યહુદા વચ્ચે કાવતરૂં ... ... | ૨૬ ; ૧-૫, ૧૪-૧૬. | ૧૪ ; ૧, ૨, ૧૦, ૧૧. | ૨૨ ; ૧-૬. | ...... |
| છેલ્લું વાળુ ... ... | ૨૬; ૧૭-૩૫. | ૧૪; ૧૨-૩૧. | ૨૨ ; ૭-૩૮. | ૧૩ ; ૧— ૧૭; ૨૬. |
| ગેથસેમાને તરફ જવું ... | ૨૬ ; ૩૦. [૩૧-૩૫.] | ૧૪ ; ૨૬, [૨૭-૩૧] | ૨૨ ; ૩૯. | ૧૮ ; ૧. |
| દુ:ખ અને પરસ્વાધીનતા ... | ૨૬;૩૬-૫૬. | ૧૪; ૩૨-૫૨. | ૨૨; ૪૦-૫૩. | ૧૮ ; ૨-૧૨. |
| યરૂશાલેમ. આન્નાસ આગળ. | ...... | ...... | ...... | ૧૮; ૧૩,૧૪, ૧૯-૨૪. |
| કાયાફા આગળ રાત્રે તપાસ ચાલે છે ... ... | ૨૬; ૫૭-૬૮. | ૧૪;૫૩-૬૫. | ૨૨ ; ૫૪, ૬૩-૬૫ | ...... |
| પીતર ત્રણ વાર નકાર કરે છે... | ૨૬; ૬૯-૭૫. | ૧૪; ૬૬-૭૨. | ૨૨;૫૫-૬૨. | ૧૮; ૧૫-૧૮, ૨૫-૨૭. |
| ન્યાયસભા ગુન્હેગાર ઠરાવે છે. ઇસુ પીલાત પાસે ... | ૨૭ ; ૧,૨. | ૧૫ ; ૧. | ૨૨ ; ૬૬— ૨૩ ; ૧. | ૧૮ ; ૨૮. |
| યહુદાહનો પશ્ચાતાપ અને આપઘાત ... ... | ૨૭; ૩-૧૦. | ...... | ...... | ...... |

| બનાવો. | માત્થી | માર્ક | લુક | યોહાન |
|---|---|---|---|---|
| પીલાત આગળ તપાસ ... | ૨૭;૧૧-૧૪. | ૧૫ ; ૨-૫. | ૨૩ ; ૨-૫. | ૧૮; ૨૯-૩૮. |
| ઇસુ હેરોદ આગળ... ... | ...... | ...... | ૨૩ ; ૬-૧૨ | ...... |
| પીલાતે સજા ફરમાવી ... | ૨૭;૧૫-૩૦. | ૧૫ ; ૬-૧૫. | ૨૩;૧૩-૨૫. | ૧૮ ; ૩૯—૧૯; ૧૬. |
| ઇસુને વધસ્તંભે જડવા લઇ જાય છે ... ... | ૨૭; ૩૧-૩૪. | ૧૫; ૨૦-૨૩. | ૨૩; ૨૬ ૩૩. | ૧૯; ૧૬,૧૭. |
| કાલવરી. વધસ્તંભે જડાય છે. | ૨૭; ૩૫-૩૮. | ૧૫; ૨૪-૨૮. | ૨૩; ૩૩,૩૪, ૩૮. | ૧૯; ૧૮-૨૪. |
| ઇસુ વધસ્તંભ ઉપર ... | ૨૭; ૩૯-૫૬. | ૧૫; ૨૯-૪૧. | ૨૩; ૩૫-૪૯. | ૧૯; ૨૫-૩૦. |
| ઇસુનું દફન ... ... | ૨૭; ૫૭-૬૧. | ૧૫; ૪૨-૪૭. | ૨૩; ૫૦-૫૬. | ૧૯; ૩૧-૪૨. |
| કબર ઉપર ચોકી મૂકાય છે ... | ૨૭; ૬૨-૬૬. | ...... | ...... | ...... |

વખત.—ઈ. સ. ૩૦.

જગ્યા.—બેથાનીઆ, યરૂશાલેમ.

યરૂશાલેમ અને તેની આસપાસની જગ્યાનો નકશો. અંતર નક્કી કરવાને મદદરૂપ થાય, માટે મંદિરને મધ્યબિંદુ ગણી ½ મૈલને અંતરે વર્તુળ દોરેલાં છે.

## અનુપમ જીવન (ચાલુ).

**૧૪૧.' દુ:ખમય અઠવાડિયું.** યરૂશાલેમની છેલ્લી મુસાફરી કરતાં આપણો પ્રભુ પાસ્ખાપર્વ પહેલાં શુક્રવારે બેથાનીઆ આવી પહોંચ્યો. તે પછીના રવિવારે યરૂશાલેમમાં જયવંત પ્રવેશ કર્યો. તે દિવસથી તેના પુનરૂત્થાનના દિવસ લગીમાં આઠ દિવસ થાય છે. સુવાર્તા લખનારાઓના મનમાં આ દિવસો કેટલા ઉપયોગી હતા, એ તેઓએ આ દિવસોના વર્ણનમાં જે જગ્યા રોકી છે તે પરથી જણાય છે. ચારે સુવાર્તાના લખનારાઓ તે ૫૫ અધ્યાયોમાં પ્રભુનાં ત્રણ વર્ષનો હેવાલ લખી આપે છે, પણ સદરહુ આઠ દિવસોનો હેવાલ એવા વિસ્તારથી લખે છે કે તે ૩૦ અધ્યાયોમાં સમાય છે. જો એટલાજ વિસ્તારમાં તેનાં જાહેર ત્રણ વર્ષનો હેવાલ લખ્યો હોત તો ૪૦૦૦ કરતાં વધારે અધ્યાયો રોકાત એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે.

# Lesson 6






MAP OF JERUSALEM AND VICINITY.
With the Temple as a center a circle is drawn every quarter mile, to assist in determining distances.

વળી જો આપણા પ્રભુની આખી જીંદગીની વાત આ છેલ્લા આઠ દિવસના જેટલા લાંબા વિસ્તારથી લખવામાં આવી હોત તો ૪૫૦૦૦ કરતાં વધારે અધ્યાયો હોત. આથી કરીને હાલનું આપણું શાસ્ત્ર છે તેના કદ કરતાં ૩૭ગણું કદ થાત એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે.

**૧૪૨.** **ધ્યાનમાં રાખવું કે** આ સમય પહેલાં ધર્મના આગેવાનોએ તેને મારી નાખવાનો નિશ્ચય કરી મૂકયો હતો. પણ પર્વને દિવસે એમ બને એવી તેઓની ઇચ્છા ન હતી, રખે તેને માનનારા લોકોમાં ગડબડ થાય, એટલે લોક તેને છોડાવે એવી તેઓને બીક હતી (માત્થી ૨૬ ; ૫). તોપણ તે પર્વને દિવસેજ બન્યું તેનાં કારણો નીચે મુજબ છે:—

(૧) તેનો જયવંત પ્રવેશ. લોકોનો ખુશાલીનો પોકાર સાંભળી તેઓ ગુસ્સે થયા. તેઓને માલૂમ પડયું કે, લોકોએ તેનો આવકાર કીધો અને તેની આગળ તેઓનું કંઈ ચાલ્યું નહિ. ખરેખર આથી તેઓના વેરમાં વધારો થયો અને આ પ્રબળ જુસ્સાના પરિણામ સંબંધી તેઓને ભય હતો.

(૨) લોકોના સાંભળતાં વાદવિવાદમાં તેને હરાવવાને તેઓ નિષ્ફળ નીવડયા, તેથી તેઓ વધારે ક્રોધિત થયા. માત્થી ૨૨ ; ૧૫-૪૬માં બતાવ્યા પ્રમાણે તેને વાતમાં પકડવાનો પ્રયત્ન તદન નિષ્ફળ નીવડયો, અને તેઓના પરાજયથી લોકો ખુશી થયા એમ તેમને દેખાયું. પ્રજાના ધર્મના આગેવાન હોવાથી તેઓના અભિમાનને એ ઘણુંજ સંતાપરૂપ હતું. વળી માત્થી ૨૩ ; ૧-૩૯માં કહ્યા પ્રમાણેના ભયંકર આરોપોની જે વૃષ્ટિ ઇસુ તેમના પર સર્વની સમક્ષ વરસાવે છે તે પણ ધ્યાનમાં રાખ્યાથી તેમના ક્રોધનું કારણ સમજાશે.

(૩) આ પ્રસંગે યહુદાહ તેને પરસ્વાધીન કરવાની પહુણ કરવા આવ્યો, તે તેઓને ઘણુંજ અનુકૂળ લાગ્યું હશે. લોકોની ગેરહાજરીમાં પ્રભુ કયાં મળશે તે યહુદા જાણતો હતો, અને તેના બચાવની કંઇ પણ તક ન મળે એમ ઉતાવળે પોતાના વિચાર પાર પાડવાને પીલાત સાથેની તેઓની લાગવગ પર તેઓએ આધાર રાખ્યો. તેથીજ

પાસ્ખાપર્વ પાસે હોવા છતાં આ સંજોગો ધ્યાનમાં રાખીને આગળ વધવાનો તેઓએ નિશ્ચય કર્યો.

**૧૪૩. તપાસ.** ઇસુની તપાસ બે પ્રકારની હતી, પ્રથમ તે ધર્મ સંબંધી હતી. આન્નાસ, કાયફા અને ન્યાયસભાની સમક્ષ બધાં તહોમત ધર્મને લગતાં મૂકવામાં આવ્યાં હતાં. એટલે મંદિરની વિરૂદ્ધ બોલવા વિષે, સાબ્બાથ ભંગ કરવા વિષે, અને પોતાને દેવનો પુત્ર કહેવામાં તેણે દુર્ભાષણ કર્યું હતું તે વિષે. આ તહોમતો તેઓ સાબિત કરી શકયા નહિ પણ તેથી કંઇ ગુન્હામાં ફેર પડયો નહિ, કેમકે ચુકાદો તો પોતાના મનમાં તેમણે નક્કી કરી રાખ્યો હતો. તેઓએ તેને મરણ યોગ્ય ઠરાવ્યો, પણ રૂમી સરકારના ઉપરીપણા હેઠળ તેઓને મરણદંડની સજા કરવાનો અધિકાર ન હતો, તેથી તેને રૂમી હાકેમ આગળ લઇ જવો પડયો. જે તહોમતો પરથી તેઓએ તેને મરણદંડ ઠરાવ્યો તે તહોમતોથી આ કોરટનાં તહોમત તદ્દન જુદાં હતાં. આ તહોમતો કાઇસારના પ્રતિસ્પર્ધી રાજા થવાના સંબંધમાં હતાં, એટલે કે તે પોતે કર આપવાને ના પાડે છે. પણ તે બધું ખોટું હતું, અને તેઓ તે વાત સારી રીતે જાણતા હતા. પણ ઇચ્છેલો ન્યાય પીલાત આપે એ સિવાય બીજા કશાની ચિંતા તેઓને હતી નહિ. પીલાતે વારંવાર તેને નિર્દોષ ઠરાવ્યો, અને હેરોદ કે જેની પાસે પીલાતે તેને મોકલ્યો હતો તેણે પણ તેમજ ઠરાવ્યું, પણ ધર્મના આગેવાનો પોતાના હક તરીકે તેના મરણ સિવાય બીજી કંઈ વાત ઇચ્છતા ન હતા. તેથી આખરે પીલાતે પોતાની નબળાઈ માન્ય કરીને, તેઓની ઇચ્છેલી શિક્ષા તેણે ઠરાવી.

**૧૪૪. વધસ્તંભ આગળનો દેખાવ.** આ દેખાવ અવર્ણનીય હતો. ત્યાં કોણ કોણ હાજર હતાં તે ધ્યાનમાં રાખો. રૂમી સિપાઇઓ એટલે વિદેશીઓ ત્યાં હતા. લોકોના ધર્મના આગેવાનો કે જેઓની મધ્યે તેણે સારાં કામો કીધાં હતાં તેઓ એટલે યહુદીઓ ત્યાં હતા. તેઓએ તેની નિંદા કરતાં કહ્યું કે, "તેણે બીજાઓને બચાવ્યા, પોતાને તે બચાવી શકતો નથી," અને એમ કહેતાં તેઓએ આ વખતે પણ તેનાં પરાક્રમી કામો વિષે શાહેદી આપી. તેણે બીજાઓને બચાવ્યા તે પોતાને બચાવવા ઇચ્છતો નથી, એમ જો તેઓ બોલ્યા હોત, તો તેમાં

સત્યતા હતી. દૂતોની બાર સેના બોલાવે, એટલી તેની સત્તા હતી. એકદમ તે હાજર થાત અને તેણે પોતાનો બચાવ કર્યો હોત. જો એમ કરત, તો પ્રમુખ્ય યાજકો અને રૂમી સિપાઇઓનું શું ચાલત!

૧૪૫. પ્રેરિતો પણ ત્યાં હાજર હતા. તેઓને આશા હતી કે તે ઇસ્રાએલનો ઉદ્ધાર કરશે. તેઓ ઇસુની આ દશા જોઇને નિરાશ થઇ ગયા. હવે તેઓની આશા નષ્ટ થઇ ગઇ. ગાલીલથી આવેલાં તેનાં બધાં ઓળખીતાં ત્યાં હતાં. સ્ત્રીઓ ભારે દુઃખથી છાતી કુટતી ત્યાં ઉભી હતી. તેનાં દુઃખ અને ફજેતીમાં ભાગ લેનાર ગુન્હેગારો પણ ત્યાં હતા. દુનિયામાં બનતા દેખાવોમાં આ દેખાવ બહુજ હ્રદયભેદક હતો! અંધકારની સત્તાનો જય થતાં દુનિયાનો ઉત્તમોત્તમ નર વધસ્તંભ પર જડાઇને શ્રાપિત મરણ વેઠે છે.

૧૪૬. **પશ્ચાતાપી ચોર.** આ જગ્યાએ ઇશ્વરી અજવાળાનું એક કિરણ એકાએક અંધકારની આરપાર દેખાય છે, અને આ પશ્ચાતાપી લુટારામાં આપણને દુનિયામાં કદી નહિ મળેલી એવી વિશ્વાસની જીત જોવામાં આવે છે. બીજા બધાનો વિશ્વાસ જ્યારે મંદ થયો ત્યારે આ ગુન્હેગારનો એવો દઢ વિશ્વાસ કેવી રીતે થયો તે આપણે કળી શકતા નથી. વળી ધ્યાનમાં રાખવાજોગ વાત એ છે કે, સર્વ પ્રેરિતોનો વિશ્વાસ એ વખતે લોપ થયો હતો, પણ આવા સંજોગમાં તેજ પળે કાળાં વાદળાંમાંથી જેમ સૂર્ય નીકળી આવે છે તેમ આ લુટારાનો મહિમાવંત વિશ્વાસ પ્રકાશી આવે છે. કેમકે પોતાની સામે સ્તંભે જડાયલા, 'પ્રભુને' પોતાના પ્રભુ તરીકે તે ઓળખે છે, ને તેનો 'રાજા' તરીકે સ્વીકાર કરે છે, કેમકે જે રાજ્યમાં તે આ વખતે જવાનો હતો, તે વિષે તેની સાથે વાતચીત કરે છે. વળી આ કરતાં વધારે મહત્વની વાત એ છે કે, ચોર માને છે કે, જો તેનો દુઃખથી મરતો સાથી બીજી દુનિયામાં તેને યાદ કરે, અને વળી તેમ કરવાને તે રાજી છે, તો તેથી તેને કેટલો બધો લાભ થશે! આવા બારીક પ્રસંગોમાં વિશ્વાસનું આ કેવું અજાયબ ઉદાહરણ છે! જે પળે અંધકારની સત્તાનો પ્રબળ જય થાય છે તેજ વખતે પવિત્ર આત્માની સત્તા પણ સૌથી વધારે સ્પષ્ટ જણાઇ આવે છે! આવા વિશ્વાસના ઉત્તરમાં, 'આજે તું મારી સાથે પારાદૈશમાં હોઇશ' એવા ખાતરીપૂર્વક શબ્દો તેના સાંભળવામાં આવે છે.

૧૪૭. વળી વધસ્તંભ આગળ પાપ અને મરણ સાથેનો માણસનો સંબંધ આપણા જોવામાં આવે છે. કારણ કે પાપના ભોગ થએલા આ ત્રણે માણસોને વધસ્તંભ ઉપર ટાંગવામાં આવ્યા હતા; પણ પાપની સાથે તેઓનો જુદો જુદો સંબંધ જોવામાં આવે છે. ત્રણે પાપને લીધે મરણ પામ્યા, પણ અપસ્તાવિક ચોર પોતાનાં પાપમાં મરણ પામે છે, અને બીજી તરફ જોઇએ તો પશ્ચાતાપી ચોર પાપ સંબંધી મરી ગયો. પણ ઇસુ એમાંની એકે રીતે મરણ પામ્યો નહિ, કારણકે તેનામાં પાપ ન હતું. પણ તેનું હાલનું વધસ્તંભ પરનું મરણ તે **પાપને સારૂ** હતું. નીચેની આકૃતિમાં આ વાતની સત્યતા દર્શાવવામાં આવી છે, તે ઘણીજ અર્થસૂચક છે. ઇસુ વિના બીજો કોઇ પાપને માટે મરણ પામી શકે નહિ, પણ તેથી ઉલટું બધા પાપીઓએ પાપ સંબંધી મરવું જોઈએ.

## તે મરી ગયો

પાપ

| + | + | + |
|---|---|---|
| માં | ને માટે | સંબંધી |

### સવાલો.

૧. આપણો પ્રભુ બેથાનીઆમાં કયારે આવ્યો?
૨. સુવાર્તા લખનારાઓના મનમાં આ આઠ દિવસ ઘણા મહત્વના હતા એમ આપણે શા પરથી જાણીએ?
૩. ધર્માધિકારીઓએ પર્વને દિવસે ઇસુને મારી નાંખવા કેમ ઇચ્છયું નહિ?
૪. પર્વને દિવસે તેનું મરણ થવાનું પહેલું કારણ આપો.
૫. આને માટેનું બીજું કારણ આપો.
૬. આનું ત્રીજું કારણ આપો.
૭. ઇસુની તપાસ કઇ રીતે બે પ્રકારની હતી?
૮. ધર્મને લગતી તપાસમાં તહોમતો કેવાં હતાં?
૯. રાજ્યકીય તપાસમાં તહોમતો કેવાં મૂકવામાં આવ્યાં હતાં?
૧૦. ઇસુ વિષે પીલાત અને હેરોદનો ન્યાયી કેવો હતો.

૧૧. તે વધસ્તંભે જડાયો તે પ્રસંગે કોણ કોણ હાજર હતાં તે વિસ્તારથી કહો.
૧૨. પસ્તાવિક ચોરના સંબંધમાં વિશ્વાસની અજાયબ જીતનું વર્ણન કરો.
૧૩. વધસ્તંભે જડાયલા ત્રણ માણસોના પાપ સાથે કેવો સંબંધ હતો?

---

## પાઠ ૭ મો.

### ચાળીસ દિવસ.

નવો કરાર—બીજો જમાનો (સમાપ્ત).

| બીનાઓ | માત્થી | માર્ક | લુક | યોહાન |
|---|---|---|---|---|
| પુનરૂત્થાનની સવાર. સ્રીઓ કબર પર જાય છે ... | ૨૮; ૧-૮ | ૧૬; ૧-૮ | ૨૪; ૧-૧૧ | ૨૦; ૧, ૨ |
| પીતર અને યોહાન કબરે જાય છે ... ... ... | ...... | ...... | ૨૪; ૧૨ | ૨૦; ૩-૧૦ |
| મરિયમ માગદાલેણને દર્શન ... | ...... | ૧૬; ૯-૧૧ | ...... | ... .. |
| બીજું દર્શન ... ... | ૨૮; ૯, ૧૦ | ...... | ...... | ...... |
| ચોકીદારોનો રિપોર્ટ... ... | ૨૮; ૧૧ ૧૫ | ...... | ..... | ...... |
| પીતરને દર્શન. એમ્માઉસ જતાં ૧ કરીં. ૧૫; ૫. | ...... | ૧૬; ૧૨, ૧૩ | ૨૪; ૧૩-૩૫ | ...... |
| દશ શિષ્યોને દર્શન ... ... | ...... | ૧૬; ૧૪-૧૮ | ૨૪; ૩૬-૪૩ | ૨૦; ૧૯-૨૫ |
| અગીઆર શિષ્યોને દર્શન ... | ...... | ...... | ...... | ૨૦; ૨૬-૨૯ |
| ગાલીલનો સમુદ્ર. સાતને દર્શન | ૨૮; ૧૬ | ... .. | ...... | ૨૧; ૧-૨૪ |
| ઘણા શિષ્યોને દર્શન. ૧ કરીં. ૧૫; ૬. | ૨૮; ૧૬-૨૦ | ...... | ...... | ...... |
| છેલ્લું દર્શન—સ્વર્ગારોહણ. પ્રે. કૃ. ૧; ૩-૧૨. | ... .. | ૧૬; ૧૯-૨૯ | ૨૪; ૪૪-૫૩ | ...... |
| સમાપ્તિમાં ... ... | ...... | ...... | ...... | ૨૦; ૩૦, ૩૧ ૨૧; ૨૫ |

વખત. ઈ. સ. ૩૦.

જગ્યા. યરૂશાલેમ, ગાલીલ, જૈતુન પહાડ.

## અનુપમ જીવન (સમાપ્ત).

**૧૪૮. ચાળીસ દિવસ.** કેટલાક આધુનિક લેખકો એવો મત ધરાવે છે કે, આપણા પ્રભુનું શારીરિક પુનરૂત્થાન થયું ન હતું! અને તેઓ તેની સાબિતીમાં આટલું કહી શકે છે કે તેના પુનરૂત્થાન પછી જે સઘળું આપણે તેના વિષે જાણીએ છીએ તે એટલું છે કે "તે જીવતો હતો." આ કારણ માટે આ ચાળીસ દિવસ સંબંધીનો પાઠ અત્રે લખવો અમને યોગ્ય જણાય છે. સદરહુ લેખકો એમ કહે છે કે, ઈસુના શિષ્યોએ તેના શારીરિક પુનરૂત્થાનની આશા રાખી હતી, માટે જ્યારે તેઓએ સ્ત્રીઓની વાત સાંભળી ત્યારે તેઓ પોતે અજ્ઞાન અને અભણ હોવાથી તે વાતથી સહેલાઈથી ઠગાયા. આ અયોગ્ય દાવાના પ્રત્યુત્તરમાં નીચેની ખાતરીપુર્વક વાતો આધારરૂપ ગણાશે એમ માનીએ છીએ.

**૧૪૯. પહેલી દલીલ.** શિષ્યોએ એવું કદી ધાર્યું ન હતું કે ઈસુ મરણ પામશે, અને વળી તે વધસ્તંભ પર તો નહિજ. તેના વિષે સાધારણ માન્યતા તો એ હતી કે મસીહ સદા રહેશે (યોહા. ૧૨ ; ૩૪), તેથી જ્યારે તે પોતાના મરણ સંબંધી બોલે છે ત્યારે તે શું કહેવા માગે છે તે પણ તેઓ સમજી શક્યા નહિ (જુઓ માર્ક ૯; ૩૨. લુક ૯; ૪૫ : ૧૮ ; ૩૪). એક વખતે જ્યારે ઇસુ આ વિષે બોલ્યો ત્યારે પીતરે તેને ઠપકો દેવાની પણ હિંમત ધરી હતી (માત્થી ૧૬ ; ૨૨).

**૧૫૦. બીજી દલીલ.** ઉપરની વાત પરથી સાબીત થાય છે કે શિષ્યોને પુનરૂત્થાન સંબંધી વિચાર પણ ન હતો (માર્ક ૯; ૧૦). જ્યારે તેઓએ તેને મરતાં જોયો અને લોહી તથા પાણી એ શારીરિક ચિન્હો પરથી જાણ્યું કે તે મરી ગયો છે, ત્યારે તેઓએ તે આવનાર મસીહ છે એવી માન્યતા પણ તજી દીધી હતી. એમ્મૌસ જનાર બે માણસે પ્રભુને જે કહ્યું તે પરથી પણ ખુલ્લું જણાય છે કે (લુક ૨૪; ૨૧), તેઓનો કહેવાનો ભાવાર્થ એ હતો કે તેઓએ હવે એવી બધી આશા મૂકી દીધી છે. પણ એ વાત કરતાં મહત્વની વાત એ છે કે જો તેઓને કોઈ પણ પ્રકારની પુનરૂત્થાન સંબંધી આશા હોત, તો જ્યાં તેનું શબ મૂકવામાં આવ્યું હતું ત્યાં વાડી પાસેજ શું તેઓ રહેત નહિ? ખચીત

યોહાન અને પ્રભુ ઇસુની મા વાડી છોડીને યરૂશાલેમ શહેરમાં જાતજ નહિ, અથવા તો જો તેઓને પુનરૂત્થાનની કંઇ પણ આશા હોત તો તેના છેવટના દફનને માટે તેઓ સુગંધીઓ તૈયાર શા માટે કરત? વળી પુનરૂત્થાનની સવારે તેને જીવતો જોવાની સ્ત્રીઓને લેશ માત્ર આશા ન હતી, પણ તેના આખર દફનની વ્યવસ્થા પૂર્ણ કરવાનેજ તેઓ ગઇ હતી. આ સર્વ વાતો સુવાર્તા લખનારાના સાદા વર્ણનથી સ્પષ્ટ દેખાય છે. ઉપલી બધી વાત તરફ જોતાં એ વાત સત્ય ઠરે છે કે શિષ્યોને જરા પણ આશા ન હતી કે અમે ઇસુને આ દુનિયામાં ફરીને જીવતો જોઇશું.

**૧૫૧. ત્રીજી દલીલ.** પુનરૂત્થાનની સવારે કબર ખાલી જણાઇ ત્યારે પણ પ્રભુ ઉઠયો હશે એવી તેમના મનમાં કલ્પના પણ નહોતી. મરિયમના તે દિવસના આપેલા વૃત્તાંત પરથી એ વાત સાબિત થાય છે (યોહા. ૨૦). તેમના વિચારો માત્ર એટલાજ હતા કે 'શબ કયાં છે?' જ્યારે ઇસુ મરિયમને દેખાયો ત્યારે પણ પ્રથમ તો તેણે તેને ઓળખ્યો નહિ, તો તે જીવતો હોય એવો વિચાર તો આવેજ કયાંથી? જ્યારે સ્ત્રીઓએ શિષ્યોને કહ્યું કે અમે તેને જીવતો જોયો છે ત્યારે તેઓના શબ્દો પ્રેરિતોને તો 'પોકળ' જેવાજ જણાયા હતા (લુક ૨૪; ૧૧), તેથી જ્યારે પીતર અને યોહાન કબર પાસે દોડી ગયા અને તેનું શબ દીઠું નહિ ત્યારે તેઓએ ફક્ત એમજ માન્યું કે, શબને કોઇ લઈ ગયું છે. પણ તે મરેલામાંથી જીવતો થઇ ઉઠયો છે એવું સ્વપ્ને પણ તેમના મનમાં ન હતું. 'તેણે મરણમાંથી ઉઠવું જોઇએ' એ સત્યતા વિષે તેઓ અજાણ હતા (યોહા. ૨૦ ; ૯).

**૧૫૨. ચોથી દલીલ.** સ્ત્રીઓની પ્રથમ ખાત્રી થઈ કે પ્રભુ ખરેખર ઉઠયો છે, પણ શિષ્યોને હજી ખાત્રી થઈ ન હતી. એમ્મૌસ જનારા બે જણે તો તેને ઓળખ્યો પણ નહિ, કેમકે આ ઇસુ હોય એવો તેમના મનમાં વિચારજ કયાંથી હોય! જ્યારે પ્રભુ પીતરને દેખાયો ત્યારે તેની ખાત્રી થએલી જણાય છે. પણ તેઓ બધા (થોમા સિવાય) ઉપલી મેડીમાં હતા ત્યારે તેઓએ તેને જોયો, પણ તેઓએ માન્યું નહિ કે તે ઇસુજ છે. તેઓએ ધાર્યું કે કોઈ આત્મા હશે (લુક ૨૪; ૩૬-૪૦). વળી તેને આ માણસોની આગળ પોતાની સાબિતી કરવા સારૂ પોતાનું

શરીર બતાવવાની જરૂર પડી. નાસ્તિક લેખકો આપણને જેમ મનાવવાને યત્ન કરે છે તેમ શિષ્યો એવા 'ભોળા' ન હતા તે એથી જણાય છે.

**૧૫૩. પાંચમી દલીલ.** હજી થોમા વિશ્વાસ કરતો ન હતો. બીજા શિષ્યોએ આખું અઠવાડિયું તેને સમજાવવાને યત્ન કીધા પણ તે માને નહિ. બીજા શિષ્યો છેતરાયા નથી એવી થોમાને ખાત્રી કરી આપવાને પ્રભુના ફરી પ્રત્યક્ષ દર્શનની જરૂર પડી (યોહા. ૨૦; ૨૪–૨૯). આ બાબતમાં નાસ્તિક લેખકો ભૂલ ખાય છે અને સુવાર્તાના લખનારા આપણા આશીર્વાદિત પ્રભુના શારીરિક પુનરૂત્થાનની સાદી વાત કહે છે, એની આ બધી ખરી સાબિતી છે.

**૧૫૪. છઠ્ઠી દલીલ.** જો શબ સજીવન થઇ ઉઠયું ન હોત પણ કબરમાંજ હોત તો તેના શારીરિક પુનરૂત્થાનની વાત ખોટી છે, એ સાબિત કરવાને યહુદીઓને ઘણુંજ સહેલ પડત. તેઓને એટલુંજ કહેવાનું બાકી રહેત કે, "અહિ અમારી પાસે શબ છે; તે જુઓ; તે સજીવ થઇ ઉઠયો નથી." યહુદીઓની યોજી કાઢેલી અસત્યતા (માત્થી ૨૮; ૧૧-૧૫) બતાવી આપે છે કે કબરમાં શબ ન હતું. રૂમી સિપાઇઓ ચોકી કરતા હતા, તેવે વખતે શિષ્યો શબ ચોરી જાય, તે તદન અશકય હતું. વળી આ કામને માટે સિપાઈઓને પૈસા પણ આપવામાં આવ્યા હતા અને તેઓએ (યાજકોએ) ખાત્રી પણ આપી હતી કે, પીલાતને અમે સમજાવી તમને બચાવી લઇશું.

**૧૫૫. સમાપ્તિમાં.** ઈસુનું શબ ઉઠયું નથી તેની ખાત્રી કરાવવા જે દલીલો આપવામાં આવે છે તે નર્યાં અવિશ્વાસ પર રચાએલી છે, અને પુનરૂત્થાન સંબંધીના પુરાવા બિલકુલ ધ્યાનમાં લીધા નથી. આ બધી દલીલોના ઉત્તરમાં એટલુંજ કહેવું જોઈએ કે, "હવે ખ્રીસ્ત મુએલાઓમાંથી ઉઠયો છેજ."

પુનરૂત્થાન પછી થએલા આપણા પ્રભુનાં દર્શનો નીચેના અનુક્રમમાં ગોઠવી શકાય.

૧. કબર આગળ મરિયમને (યોહા. ૨૦; ૧૧-૧૮).
૨. કબર પાસેથી પાછી ફરતી સ્ત્રીઓને (માત્થી ૨૮; ૯).

3. પીતરને (લુક ૨૪; ૩૪).
4. એમ્મીસ જનાર બે જણને (લુક ૨૪; ૧૩-૩૩).
5. મેડી ઉપર દશને (લુક ૨૪; ૩૬-૪૮).
6. મેડી ઉપર અગીઆરને (યોહા. ૨૦; ૨૬-૨૯).
7. યાકુબને (૧ કરીં. ૧૫; ૭).
8. ગાલીલના સમુદ્ર આગળ સાતને (યોહા. ૨૧; ૧-૨૫).
9. ગાલીલના એક પહાડ ઉપર પાંચસો ભાઇઓને (૧ કરીં. ૧૫; ૬).
10. યરૂશાલેમમાં પ્રેરિતોને (પ્રે. કૃ. ૧.)

વળી પાઉલને, સ્તેફનને અને પાત્મસ બેટમાં યોહાનને જે દર્શનો થયાં તે જુદાં.

**૧૫૬. સ્વર્ગારોહણ.** હવે છેવટે આપણે આખરના દેખાવની નજદીક આવ્યા છીએ, એટલે જૈતુન પહાડની પાસે. ઇસુ અને તેની સાથે અગીઆર શિષ્યો ત્યાં છે. જેવો તે તેઓને આશીર્વાદ આપે છે તેવો તે ઉંચે ચઢતો જાય છે. ઘણી અજાયબી સાથે તેઓ તેની તરફ એકી નજરે જોઈ રહે છે અને પછી એક વાદળ તેનું આચ્છાદન કરે છે અને તે દેખાતો બંધ પડે છે. તેને એકવાર ફરીથી જોવાની આશાએ હજી તેઓ તેની તરફ જોયાં કરે છે એટલામાં તેમને ખબર પડે છે કે, બે અજાણ્યા પુરૂષો અમારી પાસે ઉભેલા છે. આ પુરૂષો તેઓને કહે છે કે, 'એજ ઇસુ, જેમ તમે તેને જતાં જોયો છે તેમજ તે પાછો આવશે.' આ સંદેશાથી સંતોષ પામી તેઓ યરૂશાલેમ પાછા ફરે છે અને ત્યાં પ્રભુએ થોડીવાર પરજ જે પરાક્રમ વિષે તેઓને કહ્યું હતું, તે પામતાં સુધી ત્યાં રહ્યા. આ પરાક્રમ કેવી રીતે આવ્યું અને તેના આગમનથી કેવાં પરિણામો થયાં તે પ્રેરિતોનાં કૃત્યોના પાઠમાં આપણે જોઇશું.

## સવાલો.

1. પ્રભુના પુનરૂત્થાન સંબંધી કેટલાક ટીકાકારો કેવી વાત બોલે છે?
2. આ ખોટી વાતના ઉત્તરમાં પહેલી અસત્તા જણાવો.

૩. બીજી સત્યતા કહો.
૪. ત્રીજી સત્યતા કહો.
૫. ચોથી સત્યતા કહો.
૬. પાંચમી સત્યતા કહો.
૭. છઠ્ઠી સત્યતા કહો.
૮. શિષ્યોને જે જુદાં જુદાં દર્શનો થયાં તે અનુક્રમે કહો.
૯. આ ઉપરાંત કયાં દર્શનો ઉમેરી શકાય?
૧૦. જૈતુન પહાડ પર છેલ્લી વખત પ્રભુ આકાશમાં ગયો તેનું વર્ણન કરો.
૧૧. તેના સ્વર્ગારોહણ પછી પ્રેરિતો કયાં ગયા?
૧૨. આ વખતે યરૂશાલેમમાં તેઓએ શાને માટે રાહ જોઇ?

---

## પાઠ ૮ મો.

### આરંભની મંડળી.

નવો કરાર—ત્રીજો અને ચોથો જમાનો.

### પ્રેરિતોનાં કૃત્યના પુસ્તકના મુખ્ય બનાવો.

| | પ્રે. કૃત્ય. |
|---|---|
| પચાસમાનો દિવસ, પવિત્ર આત્માનું દાન ... | ૨; ૧–૪૭. |
| આત્મિક તેમજ સાજા કરવાની શક્તિ મળી... | ૩; ૧–૧૧. પં; ૧૨–૧૬. |
| શિષ્યોની સતાવણી ... ... ... | ૪; ૧–૨૨.: ૫; ૧૮. |
| મોટી સતાવણી ... ... ... | ૬; ૧–૭; ૬૦. |
| તારસસના શાઉલનું બદલાણ ... ... | ૯; ૧–૨૨: ૨૨; ૧–૨૧. ૨૬; ૧–૨૦. |
| વિદેશીઓને સુવાર્તા પ્રગટ કરાઈ ... | ૧૦; ૩–૧૧; ૪૮. |
| પ્રભુના કામને સારૂ દીક્ષા ... ... | ૧૩; ૧–૩. |
| યરૂશાલેમમાં મહાસભા ... ... | ૧૫; ૧–૩૧. |
| સુવાર્તાનો ફેલાવો આશિયામાંથી યૂરોપ સુધી. | ૧૬; ૯. |
| ફિલિપીમાં પહેલું ભાષણ ... ... | ૧૬; ૧૪, ૧૫. |
| લુદીઆ પ્રથમ ખ્રીસ્તી થઈ ... ... | ,, |


BLACK SEA
MACEDONIA
Berœa
Thessalonica
Philippi
Neapolis
Amphipolis
Apollonia
Mitylene
CHIOS
SAMOS
COS
RHODES
Troas
Assos
Ephesus
Miletus
PHRYGIA
Antioch
GALATIA
Iconium
Lystra
Derbe
Patara
Corinth
GREECE
MEDITERRANEAN SEA
AFRICA
CYPRUS
Antioch
Tyre
Ptolemais
Cæsarea
Jerusalem

(પાઉલનું જીવનચરિત્ર આ પછીના પાઠમાં સવિસ્તર આપવામાં આવ્યું છે).

**વખત**—ઈ. સ. ૩૦ થી ઇ. સ. ૫૧.

**જગ્યાઓ**—યરૂશાલેમ, દમસ્ક, કાઈસારીઆ, તારસસ, કીલકી, ત્રોઆસ અને ફિલિપી.

**બનાવોનો સાર**—સુવાર્તાનું સ્થાનિકપણું ફેરવાઈને સાર્વત્રિક થાય છે. સુવાર્તા પ્રજાકીય કે ભૂગોળવિદ્યાની હદથી બંધાઇ રહેતી નથી.

## આરંભની મંડળીની વૃદ્ધિ.

**૧૫૭. આ પુસ્તકનું ઉપયોગીપણું.** પ્રેરિતોનાં કૃત્ય તે નવા કરારમાં સૌથી વધારે ઉપયોગી પુસ્તક છે, કારણકે જો સુવાર્તામાંની એક ખોવાઈ જાય તોપણ આપણી પાસે બીજી ત્રણ રહે અને તેમજ પત્રોમાંથી જો એકાદ ખોવાય તો બીજો આપણી પાસે રહે. પણ જો પ્રેરિતોનાં કૃત્યો આપણી પાસે ન હોય તો સ્વર્ગારોહણની વાત આપણી પાસે નહિ રહે (લુક ૨૪ ; ૫૧ શિવાય), અને તે બાબત વિષે થેસ્સાલોનીકીઓને પત્ર એ બીજી નોંધ છે. પચાસમાના દિવસની પૂર્ણ વાત અને સુવાર્તા કેવી રીતે ફેલાઇ તેનું વૃત્તાંત ન હોત અને ઉપર બતાવેલા પત્રના લેખક સંબંધી આપણે કંઇ ન જાણત અને વળી આ પત્ર થેસ્સાલોનીકામાંની મંડળી ઉપર શા કારણ માટે લખ્યો તે પણ જાણી ન શકત. સ્વર્ગારોહણ અને આ પત્ર વચ્ચેનું અંતર જાણવાને આપણી પાસે કંઇજ ન હોત.

**૧૫૮. પ્રેરિતોનાં કૃત્યોમાં છ મુખ્ય બનાવો છે, કે જેની સાથે** બાકીની બધી વાતો સંબંધ ધરાવે છે. આ બરાબર શીખો અને બધી વાત ખુલ્લી થશે. આ ૭ મુખ્ય બનાવો નીચે આપવામાં આવ્યા છે.

**(૧) પચાસમાનો દિવસ.** તે દિવસે સામર્થ્ય મળ્યું. પ્રે. કૃ. ૧ ; ૮ માં જે ગ્રીક શબ્દનો અર્થ સામર્થ્ય કર્યો છે તે પરથી 'ડાઇનેમૈટ' (dynamite) શબ્દ ઉતર્યો છે, જેનો અર્થ એક બળથી સળગી ઉઠનાર ચીજ થાય છે. સ્વર્ગારોહણના સમયની સ્થિતિ ધ્યાનમાં લો. આ માછીઓ અને સાધારણ વર્ગના લોકને સુવાર્તા ફેલાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. તેઓ ભણેલા, ધનવાન કે માનવંત ન હતા અને રાજ્યકીય લાગવગ પણ

ધરાવતા ન હતા. એ કારણ માટે ઉપલું સોંપેલું કામ કરવું તેમને બહુ અશક્ય હતું, માટે ઉપરથી પરાક્રમ મળવાની તેમને ઘણી અગત્ય હતી. પચાસમાના દિવસે આ પરાક્રમ એમને એવી અજાયબ રીતે પ્રાપ્ત થયું કે, આપણા પ્રભુએ સાડા ત્રણ વર્ષમાં મેળવ્યા તે કરતાં પણ વધારે માણસોને પીતરે એકજ દિવસે મંડળીમાં મેળવ્યાં. આવી રીતે મંડળીનો પાયો નખાયો અને ટુંક વખતમાં યરૂશાલેમમાં દશ હજાર કરતાં પણ મોટી સંખ્યા થઇ.

(૨) **સતાવણી.** સતાવણી પ્રથમ તો મંડળીને સંકટરૂપ જણાઇ, પણ આગળ જતાં તે એક મોટા આશીર્વાદરૂપ થઈ. યરૂશાલેમના ખ્રીસ્તીઓને યરૂશાલેમથી "માંડીને" યહુદાહ, સમરૂન અને પૃથ્વીના છેડા સુધી સુવાર્તા પ્રગટ કરવાની હતી એ વાત તેઓ ભુલી જાય એવો સંભવ હતો. સ્તેફનનાં સંબંધમાં જે સતાવણી ઉભી થઇ ત્યાં સુધી મંડળીએ દાઉદના શહેરની બહાર કંઇ કર્યું હોય એવું માલુમ પડતું નથી, તેથી કરીને ઇશ્વરી રક્ષા સાથે સતાવણીનું વાદળ તેમના પર તુટયું કે તેઓ ચોપાસ વેરાઈ જાય. આ પછી તેઓએ પોતાની ફરજ બજાવી તે ઘણું શ્રેષ્ઠ કાર્ય હતું. આપણે વાંચીએ છીએ કે શિષ્યો જેઓ યરૂશાલેમમાં રહ્યા તે સિવાય "સુવાર્તા પ્રગટ કરતા ચારોગમ ફર્યાં" (પ્રે. કૃ. ૮ ; ૧–૪). આ બનાવ તે સુવાર્તાપ્રચારની શરૂઆત દર્શાવે છે. તે દિવસથી આજ લગી તે પ્રચાર કદી અટકી પડયો નથી, અને છેવટની જીત થાય ત્યાં લગી અટકશે પણ નહિ. સતાવણી મારફતે દેવે શિષ્યોને જાણે કે ઉશ્કેર્યાં અને સત્યને માટે મોટો આનંદ કરતાં જે કામ કરવાનું તેઓ ભુલી ગએલા જણાયા તે કરવાને ફરજ પાડી.

(૩) **શાઉલનું બદલાણ.** આ ઉછરતી મંડળીને સૌથી વધારે નુકશાનકર્ત્તા તાર્સસનો શાઉલ હતો. તેણે શું શું કર્યું અને મંડળી તેનાથી કેટલી બધી બીતી હતી તે વિષે આપણે હવે પછીના પાઠમાં વિસ્તારથી જોઇશું. જો તેણે પોતાનો પ્રથમ યત્ન જારી રાખ્યો હોત તો સુવાર્તાના ફેલાવનો ઇતિહાસ કંઇ જુદા રૂપનો થાત. દેવના સત્યને પ્રગટ કરવાના કાર્યમાં મુસાથી બીજા નંબરનો પુરૂષ તે પાઉલ હતો. તે સત્યની વિરૂદ્ધ પક્ષમાંથી નીકળી સત્યના પક્ષમાં જોડાયો તો તે વાત તે વખતની તેમજ હાલની મંડળીને માટે બહુ મોટી ને ભારે

વાત હતી. શાઉલના બદલાણમાં જે સૌથી અગત્યની વાત તે એ હતી કે, ઇસુ પોતે તેને દેખાયો અને પ્રભુએ પોતે તેને પ્રેરિત થવાને તેડયો. ખરૂં જોતાં નવા કરારમાં સૌથી મોટા ઉપયોગી ચમત્કારો બે છે, એટલે આપણા પ્રભુનું પુનરૂત્થાન અને તાર્સસના શાઉલનું બદલાણ.

(૪) **વચલી ભીંતનું તુટી જવું.** આ બનાવ કાઇસારીઆમાં બન્યો હતો, અને આ ભીંતને તોડી પાડી માર્ગ ખુલ્લો કરવાનું માન પીતરને મળ્યું હતું. આ ભીંત તે શું અને શાની હતી? (એફે. ૨ : ૧૪). સેંકડો વર્ષો અગાઉ આ ભીંત ઇશ્વરી ઇચ્છાનુસાર બાંધવામાં આવી હતી અને કાઇસારીઆમાં બનેલા બનાવ થતાં સુધી કોઈ પણ વિદેશી યહુદી ધર્મમાં દાખલ થયા સિવાય દેવની મંડળીમાં દાખલ થઇ શકતો નહિ. કરારના લોકોમાં દાખલ થવા માટે પ્રથમ તેને યહુદી નિયમો અને રિતરીવાજો માન્ય કરવા જોઇતા હતા. આ સંબંધી પ્રેરિતોને પણ કદી એવો વિચાર આવ્યો નહિ હોય કે ચાલુ રીત સિવાય બીજી રીતે વિદેશીઓ દેવની મંડળીમાં દાખલ થઇ શકે. તેઓની માન્યતા એ હતી કે સુન્નત વગર કોઇ માણસ દેવને માન્ય થઇ શકે નહિ. હવે આ વચલી ભીંત તુટી પડવાનો વખત આવ્યો ત્યારે તે કાર્ય કરવાનું માન પીતરને આપવામાં આવ્યું, અને આ હુકમ ખરેખર દેવથીજ હતો તેની ખાત્રી પીતરને કરી આપવા સારૂ એક બેવડો ચમત્કાર કરવામાં આવ્યો હતો તેટલા માટે પીતરને જોપ્પાના ઘરના ધાબા ઉપર અને કાઇસારીઆમાં કરનેલ્યસ સુબેદારને દર્શન આપ્યું. બંને દર્શન સાથે આપવામાં આવ્યાં એટલુંજ નહિ પણ ચોકસ બંધબેસતાં હતાં. જ્યારે કરનેલ્યસનાં ઘરનાં માણસો પર પવિત્ર આત્મા આવ્યો ત્યારે પીતરની ખાતરી થઇ કે વચલી ભીંત હવે તુટી ગઈ છે અને યહુદીઓને માટે તેમજ વિદેશીઓને માટે મસીહ પરના વિશ્વાસની શરતે દ્વાર ખુલ્લું થયું છે. આ બનાવમાં અને પીતરે પચાસમાને દિવસે ૩૦૦૦ યહુદીઓને માટે મંડળીનું દ્વાર ઉઘાડયું તે બનાવમાં આપણે મોટે ભાગે "કુંચીઓની શક્તિ" (માત્થી ૧૬ : ૧૯) શબ્દોની સત્યતા તથા ભાવાર્થ જોઈ શકીએ છીએ. વચલી ભીંત તુટવાની મહત્વતા વિષે અતિશયોક્તિ કરવી અશક્ય છે,

કારણ કે, જો એમ થયું ન હોત તો આપણે આજ લગી પૃથ્વી પરની દેવની મંડળીના સભાસદો થવાને પ્રથમ યહુદી થવું પડત. જ્યારે પ્રેરિત પીતરે યરૂશાલેમની મહાસભામાં કાઈસારીઆના બનેલા બનાવનો અનુભવ જણાવ્યો ત્યારે આ ખુલ્લા મુકાએલા દ્વાર વિષેની વાત મંજુર કરવામાં આવી (પ્રે. કૃ. ૧૫ ; ૧-૩૧).

**(૫) મંડળી તરફથી પ્રભુના કામને માટે દીક્ષા.** પ્રે. કૃ. ૧૩ ; ૧-૩ પરથી જણાય છે કે આ વ્યવસ્થા અંત્યોખમાં થઈ. આ કામમાં અંત્યોખની મંડળી પવિત્ર આત્માથી દોરવાઇને પ્રભુના કામને માટે રસ્તો ખોલનાર થઇ છે. આ કામને સારૂ પવિત્ર આત્માએ મંડળીના ઉતરતી પંક્તિના સભાસદોને નહિ પણ તેઓમાંના શ્રેષ્ઠ માણસોને પસંદ કીધા એ વાત આપણે ધ્યાનમાં રાખવા જોગ છે. શું હાલની મંડળીને એ વાત અનુસરવા લાયક નહિ કહેવાય? આજ પણ પ્રભુના કામને સારૂ ઝાંખી નહિ પણ પ્રકાશિત બત્તીઓની જરૂર છે. ઝાંખી બત્તીઓ ઘરમાં બળવા દો, પણ બહારના અંધકારમાં પ્રકાશિત બત્તીઓને પ્રકાશ આપવા જવા દો. યાદ રાખીએ કે આ ગોઠવણ તે ઇશ્વરી ઇચ્છાનુસાર થએલી છે.

**(૬) સુવાર્તાનું આશિયામાંથી યુરોપમાં ફેલાઈ જવું.** આ બનાવ ત્રોઆસથી જતાં ફિલીપીમાં બન્યો છે, અને તે ઇશ્વરી રચના પ્રમાણે થયું છે (પ્રે. કૃ. ૧૬ ; ૯). યુરોપ પર પ્રથમ હુમલો કરનાર લશ્કરમાં ફક્ત ચાર માણસો હતાં એટલે પાઉલ, સીલાસ, તીમોથી અને લુક. આપણી દૃષ્ટિમાં આ સૈન્ય બહુજ નાનું અને નબળું કહેવાય પણ ઇશ્વરી નજરમાં તે બળવાન હતું. ઇતિહાસની સૌથી મનોહર વાતોમાંની આ એક છે એટલે યુરોપમાં જે બે જણ પ્રથમ ખ્રીસ્તી થયાં તે સ્ત્રીવર્ગનાં માણસો હતાં. લુદીયા તે પ્રથમ વિશ્વાસણ થઇ, ને પછી એક અગમસૂચક આત્મા વળગેલી સ્ત્રી. આ સ્ત્રી એક ટોળીના કબજામાં હતી કે જેઓને આ સ્ત્રીને પોતાને તાબે રાખવાથી ઘણો લાભ થતો હતો. સ્ત્રીજાતને માટે સુવાર્તા જે કાર્ય કરે છે તેની એક જાતની અગમસૂચના આ બે સ્ત્રીઓની વાત પરથી આપણે જોઇ શકીએ છીએ. આપણે જોઇએ છીએ કે, બીજા બધા ધર્મો સ્ત્રીઓને હમેશાં અધમાવસ્થામાં રાખે છે પણ ફકત ખ્રીસ્તી ધર્મ પરમેશ્વરે આરંભમાં તેને

જે સ્થાને મુકી હતી તેજ સ્થાને એટલે 'માણસની બાજુમાં' તેના સાથી તરીકે રાખે છે. પછીથી દિલગીરીની વાત એ બની કે, આ નાની ટોળીનો અર્ધો ભાગ ટુંક મુદતમાં આ પરોપકારી કાર્યને લીધે કેદખાનામાં નંખાયો, તો પણ ત્યાં પણ તેઓ જીત પામનારા થયા. સવાર થતાં પહેલાં જે દરોગાએ તેમને અંદરના કેદખાનામાં પુર્યાં હતા તે પોતે ઇસુ ખ્રીસ્તનો કેદી બને છે. પાઊલ અને સીલાસમાં જે આત્મા હતો એવા આત્માવાળું લસ્કર ખરેખર અજીત છે. પૂર્વ તરફના જગતથી અજાણ એવા પશ્ચિમ તરફના કિનારાઓને યોગ્ય વખતમાં સંદેશો પહોંચાડવા સારૂ સુવાર્તા આ પ્રમાણે પશ્ચિમ તરફ પોતાનો માર્ગ લે છે.

## સવાલો.

૧. નવા કરારમાં પ્રે. કૃત્યનું પુસ્તક સાથી મહત્વનું કેમ ગણાય છે?
૨. પ્રેરિતોનાં કૃત્યોમાં નોંધેલા ૭ મુખ્ય બનાવો છે તેમાંના પહેલાનું નામ આપો.
૩. આરંભની જે મંડળી તેને શું જોખમ હતું?
૪. સતાવણી શરૂ થઇ તે પહેલાં યરૂશાલેમની મંડળીમાં આસરે કેટલા સભાસદ હતા?
૫. પ્રે. કૃત્યોનો બીજો મુખ્ય બનાવનું નામ આપો.
૬. વિખરાએલા શિષ્યોએ સત્યતા તરફની પોતાની વફાદારી કેવી રીતે બતાવી?
૭. પ્રે. કૃત્યોનો ત્રીજો મુખ્ય બનાવ કહો.
૮. શાઊલના બદલાણમાંની કઇ વાત સાથી વધારે મહત્વની છે?
૯. ચોથો મુખ્ય બનાવ કહો.
૧૦. વચલી ભીંત જે પાડી નાંખવામાં આવી તે કઇ?
૧૧. પીતર જે ભીંત તોડી પાડવાનો હતો તેના ટેકામાં તેની ખાતરી થવા સારૂ દેવે જે ચમત્કારો કર્યાં તેમાં શું જાણવાજોગ હતું?
૧૨. પ્રેરિતોનાં કૃત્યોમાંનો પાંચમો મુખ્ય બનાવ કહો.
૧૩. પ્રભુનું કામ કરવાને પવિત્ર આત્માએ કેવા માણસો પસંદ કર્યાં?

૧૪. પ્રેરિતોનાં કૃત્યોનો છઠ્ઠો મુખ્ય બનાવ કહો.
૧૫. યુરોપમાં ખ્રીસ્તી ધર્મ દાખલ થતાં જાણવાજોગ બનાવ શો હતો?
૧૬. પાઉલ અને સીલાસે કેદખાનામાં કઇ જાણવાજોગ ફતેહ મેળવી?

---

## પાઠ ૯ મો.

### પાઉલનું જીવનચરિત્ર.

નવો કરાર—ત્રીજો જમાનો (સમાપ્ત).

**મુખ્ય બનાવો.—**

**પાઉલની યુવાવસ્થા.** કીલકીઆના તાર્સસમાં જન્મ્યો (પ્રે. કૃ. ૨૨ ; ૩). તેના જન્મની તારીખ જાણવામાં આવી નથી. તેનો ધંધો તંબુ બનાવવાનો હતો (પ્રે. કૃ. ૧૮ ; ૩). આ ધંધો તેને પાછળથી ઘણો ઉપયોગી થઇ પડયો (૧ કરીં. ૪ ; ૧૨). એક પ્રખ્યાત રાબી ગમાલીએલના હાથ તળે શિક્ષણ પામ્યો (પ્રે. કૃ. ૨૨ ; ૩ : ૫ ; ૩૪) હતો.

**તેનું પ્રથમ દર્શન.** સુવાર્તાના વૃત્તાંતમાં સ્તેફનને પત્થરે માર્યો ત્યાં થાય છે (પ્રે. કૃ. ૮ ; ૩). ખ્રીસ્તીઓને સતાવવાને તે ઉત્સુક બન્યો (પ્રે. કૃ: ૯ ; ૧ : ૨૬ ; ૧૦, ૧૧ : ૯ ; ૧૩) ત્યાં.

**તેનું બદલાણ ને ખ્રીસ્ત તરફ ફરવું.** દમસ્ક જતાં રસ્તામાં આ કાર્ય થયું (પ્રે. કૃ. ૯ ; ૧-૨૨ : ૨૨ ; ૩-૧૩ : ૨૬ ; ૯-૧૮). તે અરબસ્તાનમાં ગયો (ગલા. ૧ ; ૧૫-૧૭.). સુરીઆના કીલકીમાં કામ કીધું (ગલા. ૧ ; ૨૧). બાર્નાબાસ તેને અંત્યોખમાં લાવ્યો (પ્રે. કૃ. ૧૧ ; ૨૫, ૨૬.). ત્યાં એક વર્ષભર રહ્યો.

**તેની પહેલી મુસાફરી.** આ મુસાફરી અંત્યોખથી શરૂ થાય છે (પ્રે. કૃ. ૧૩ ; ૧-૩), અને આ મુસાફરીનું વૃત્તાંત પ્રે. કૃ. અધ્ય. ૧૩થી ૧૫ ; ૩૫ સુધી આપવામાં આવ્યું છે. ત્યાર પછી અંત્યોખમાં પાછો આવે છે. લુસ્ત્રામાં તેને પત્થરે માર્યો (પ્રે. કૃ. ૧૪ ; ૮-૧૯). ત્યાં કેટલાક શિષ્યો તેણે મેળવ્યા (પ્રે. કૃ. ૧૪ ; ૨૦-૨૪).

**તેની બીજી મુસાફરી** અંત્યોખથી શરૂ થાય છે. આ વખતે તે અને બાર્નાબાસ એક મતના થયા નહિ (પ્રે. કૃ. ૧૫ ; ૩૬-૪૦). આ મુસાફરીની હકીકત પ્રે. કૃ. અધ્ય. ૧૫થી ૧૮ ; ૨૨ સુધીમાં આપવામાં આવી છે. તીમોથી પછીથી તેની સાથે જોડાય છે ( પ્રે કૃ. ૧૬ ; ૧-૩ ). માકેદોનિયાથી અગત્યનું તેડું થાય છે, જે સાંભળી યુરોપ જાય છે (પ્રે. કૃ. ૧૬ ; ૮-૧૦ ). તેણે મંડળીઓ સ્થાપી ( પ્રે. કૃ. ૧૭ ; ૧-૯ : ૧૮ ; ૧-૧૭ ), ને ફરી અંત્યોખ પાછો આવે છે.

**ત્રીજી મુસાફરી.** આ મુસાફરી પણ અંત્યોખથીજ શરૂ થાય છે, અને તે વિષેની હકીકત અધ્યાય ૧૮ ; ૨૩થી ૨૧ ; ૨૬ સુધીમાં આપવામાં આવી છે. આ મુસાફરીમાં તે ગ્રીસમાં ત્રણ મહિના રહ્યો હતો. મુસાફરીને અંતે યરૂશાલેમ પાછો આવે છે, ને ત્યાં તે વિદેશીઓમાંની પોતાની સેવાનું વૃત્તાંત આપે છે (પ્રે. કૃ. ૨૧ ; ૧૫-૨૬).

**રૂમ તરફની મુસાફરી.** યરૂશાલેમમાં તે કેદી થયો ત્યારથી શરૂ થાય છે. (પ્રે. કૃ. ૨૧ ; ૨૭-૩૬) ; તેને મારી નાખવાનું કાવતરૂં નિષ્ફળ નિવડે છે ( પ્રે. કૃ. ૨૩ ; ૧૨-૧૪ ) ; તેને કાઇસારીઆમાં મોકલવામાં આવે છે અને ત્યાં રૂમી અધિકારીઓની હજુરમાં રજુ કરવામાં આવે છે ( પ્રે. કૃ. ૨૪, ૨૫, ૨૬ ). અહિં બે વર્ષ કરતાં વધારે વખત રહે છે ( પ્રે. કૃ. ૨૪ ; ૨૭ ) ; તેનું વહાણ ભંગ થાય છે (પ્રે. કૃ. ૨૭ ; ૧-૪૪ ), પણ આખરે તેનો બચાવ થાય છે અને રૂમ સહીસલામત પહોંચે છે ( પ્રે. કૃ. ૨૮ ; ૧-૩૧ ).

**તેનાં દુ:ખો.** ૨ કરીં. ૧૧ ; ૨૫-૨૮ માં તે દુ:ખોનું બ્યાન કરવામાં આવ્યું છે.

**વખત.** લગભગ ઇ. સ. ૨ થી ઇ. સ. ૬૩ સુધી.

**જગ્યાઓ.** તાર્સસ, યરૂશાલેમ, અરબસ્થાન, અંત્યોખ, કુપ્રસ, પેર્ગા, પીસીદીઆનું અંત્યોખ, ઇકોની, લુસ્ત્રા, દેર્બે, મેલીટા, ગલાતીઆ, ત્રોઆસ, આથેન્સ, કાઇસારીઆ, રૂમ.

**બનાવોનો સાર.** સેવામાં પૂર્ણ રીતે અર્પણ કરાએલા જીવનની નોંધ, અને અનુપમ સરળતા તથા અર્થના ઉંડાપણામાં લખાએલાં

ખ્રીસ્તી ધર્મસિદ્ધાંતો જણાવનારાં પત્રો પાઉલ ખ્રીસ્તી મંડળીને માટે વારસામાં મુકી ગયો છે.

## પાઉલ—સતાવનાર અને ઉપદેશક.

**૧૫૯.** તેની જન્મભૂમિ. તે કીલકીના તાર્સસમાં જનમ્યો હતો. ત્યાં એક પાઠશાળા હતી, તેથી તે યોહાન બાપ્તિસ્માની પઠે જંગલમાં નહિ, પણ શહેરમાં ઉછરેલો હતો, એ તેના પત્રોમાં આવેલા દાખલાઓ પરથી જણાઇ આવે છે. આ દાખલાઓ ઘણે ભાગે નાગરિક જીવન સંબંધીનાં છે. વળી તેની માનસિક કેળવણી એને મળતી છે. પાઉલ જેવા કોઇ પણ પાઠશાળામાં ઉછરેલા માણસ પર તેની આસપાસની પરિસ્થિતિની અસર થયા વિના રહે નહિ.

**૧૬૦. તેની ઉમર.** તેનો જન્મદિવસ ચોક્કસ જણાયો નથી, પણ બધા કબુલ કરે છે કે, આપણો પ્રભુ જન્મ્યો તેજ અરસામાં પાઉલ પણ જન્મ્યો હતો અને એથી સંભવ રહે છે કે ઇસુ નાઝારેથના રસ્તાઓમાં છોકરા સાથે રમતો હતો ત્યારે પાઉલ તાર્સસના રસ્તાઓમાં પણ રમતો હશે. તેને રાબ્બી બનાવવાની તેનાં માબાપની ઇચ્છા હતી, પણ યરૂશાલેમમાં અભ્યાસ કરવાને મોકલ્યો તે પહેલાં તેઓએ તેને તંબુ બનાવવાનો ધંધો શિખવ્યો (પ્રે. કૃ. ૧૮; ૩). યરૂશાલેમમાં પ્રખ્યાત શિક્ષક ગમાલીએલ તરફથી તે શિક્ષણ પામ્યો (પ્રે. કૃ. ૫; ૩૪), અને પાઉલ પોતે પ્રે. કૃ. ૨૨; ૩ માં પોતાના શિક્ષક તરીકે તેને ઓળખાવે છે.

**૧૬૧.** સ્તેફનને પત્થરે માર્યો હતો તે વખતે પાઉલ વિષેની પહેલી વાત આવે છે. પોતાના ધર્મ ખાતર પ્રાણ આપનારને જેઓ મારતા હતા તેઓનાં કપડાં સાચવતો આપણે તેને અહિં જોઇએ છીએ. પછી થોડા વખત સુધી આ નવા અને ધિક્કારાએલા પંથની ક્રુર સતાવણી કરવામાં તેણે આગળ પડતો ભાગ લીધો. યરૂશાલેમમાં જે ભયંકર કામો તેણે કીધાં તેને માટે પ્રે. કૃ. ૮; ૩ અને ૯; ૧ વાંચો. વળી એને મળતું કામ પ્રે. કૃ. ૨૬; ૧૦, ૧૧ માં આપવામાં આવ્યું છે. પ્રે. કૃ. ૯; ૧૩ પરથી જણાય છે કે દયાહીન સતાવનાર તરીકે તે કેટલે બધે દૂર સુધી જાણીતો થયો હતો. આ સર્વને લીધે બધા ખ્રીસ્તીઓને મન તો તે સૌથી ભયંકર શત્રુ હતો.


BLACK SEA
MEDITERRANEAN SEA
SEA OF ADRIA
AFRICA
GREECE
CRETE
Cnidus
Myra
Sidon
Cæsarea
Jerusalem
ROME
Three Taverns
Appii Forum
ITALY
Puteoli
Rhegium
Syracuse
SICILY
MELITA

**૧૬૨. તેનું ચમત્કારિક બદલાણ.** સતાવણીના હુકમના સરકારી પત્રો લઇને તે દમસ્ક જતો હતો ત્યારે આ બનાવ બન્યો. આવું એક વૃત્તાંત લુક આપે છે અને બે પાઉલ પોતે આપે છે (પ્રે. કૃ. ૯; ૧–૨૨ : ૨૨; ૩–૧૩ : ૨૬; ૯–૧૮). આ વખતથી શાઉલ તદન બદલાઇ ગયો. જેને પ્રથમ તે ધિક્કારતો હતો તેના ઉપર હવે પ્રીતિ રાખવા લાગ્યો, અને પોતાને મળેલા નવા પ્રભુની ખાતર જે જે સતાવણીઓ આજ લગી તે બીજાઓની કરતો હતો તેવી સતાવણીઓ પોતે સહન કરવાને તૈયાર થયો. દમસ્કમાં તેના બોધને લીધે તેને નાસવું પડયું અને ત્યાંથી તે એકદમ અરબસ્તાનમાં ગયો (ગલા. ૧; ૧૫–૧૭). ઘણાએક માણસો ધારે છે કે, મુસા અને એલીયાહે જ્યાં શિક્ષણ લીધું તે ઠેકાણે એટલે સિનાઇ પર્વતની સમીપમાં તેણે ત્રણ વર્ષ કાઢયાં. લુકની કહેલી વાત પ્રમાણે તેણે આગળ પડતો ભાગ લેવા માંડયો તે પહેલાં ગલા. ૧; ૨૧માં સૂચવે છે તે પ્રમાણે સુરિઆ અને કીલ્કીમાં હતો.

**૧૬૩. અંત્યોખમાં ધર્મજાગૃતિના સંબંધમાં** તેને બાર્નાબાસ આપણને ઓળખાવે છે. બાર્નાબાસ તાર્સસમાં ગયો અને પોતાના કામમાં મદદ કરવાનું કહી તેને તેડી લાવ્યો (પ્રે. કૃ. ૧૧; ૨૫, ૨૬), અને ત્યાંની મંડળીની ઉપયોગી સેવા કરતાં પ્રેરિત એક વર્ષ રહ્યો. પ્રેરિતોનાં કૃત્યો વિષેના પાઠમાં આપણે જોયું છે કે સુવાર્તા ફેલાવવાના કામ માટે આ મંડળીમાં માણસોની દીક્ષા પ્રથમ કરવામાં આવી. તેના તરફથી પાઉલ અને બાર્નાબાસ 'મિશનેરી' તરીકે બીજાં શહેરોમાં મોકલવામાં આવ્યા, અને એમ અહિંથી **પાઉલની પહેલી મુસાફરીનો આરંભ** થાય છે (પ્રે. કૃ. ૧૩; ૨). પાઉલ પોતાના કામ માટે હમેશાં શહેરોમાં જતો, કારણ કે તે જાણતો હતો કે ત્યાં તેને ઘણા સાંભળનારા મળશે. આ પહેલી મુસાફરીમાં કુપરસ, પેરગા, પીસીદીનું અંત્યોખ, ઇકોની, લુસ્ત્રા, દર્બે ગયો અને પાછો ફરી લુસ્ત્રા, ઇકોની અને અંત્યોખમાં આવ્યો, અધ્યાય ૧૩; ૧૪ વાંચો. લુસ્ત્રામાં જાણવાજોગ બનાવ બન્યો, એટલે ત્યાંના મુર્તિભક્ત લોકોએ તેને અને બાર્નાબાસને દેવો સમજીને પૂજા કરવાની તૈયારી કરી. વળી ટુંક વખત પછી તેજ શહેરના રહેવાસી-

એઓએ પાઉલને લગભગ મારી નાખવાને યત્ન કર્યો. આગળ જતાં મેલીટામાં પણ તેને ખૂની ગણવામાં આવ્યો, પણ પાછળથી તેને દેવ તરીકે માનવામાં આવ્યો. આખા શાસ્ત્રના ઇતિહાસમાં ફક્ત પાઉલ એકલાનેજ આવી જાતનો અનુભવ થએલો જોવામાં આવે છે.

૧૬૪. **બીજી મુસાફરીમાં** તે ફરીને અંત્યોખથી નીકળીને અને સીલાસની સાથે પહેલી મુસાફરીનાં શહેરોમાં થઈને ગયો. પછી તેઓ ગલાતીઆ અને ત્યાંથી ત્રોઆસ ગયા. અહિં પાઉલને માકેદોનિયાના માણસનું દર્શન થયું. તેનું પરિણામ એ આવ્યું કે, તેઓ યૂરોપમાં ગયા. પાછલા પાઠમાં આપણે જોયું કે, ચાર માણસોનું આ લશ્કર 'હેલેસ-પોન્ટ'ની પેલી પાર જવાને નીકળ્યું. યૂરોપમાં દેવની કૃપાની સુવાર્તા લઇ જવાને તેઓ ઠરાવાયા હતા. આ મુસાફરીના વૃત્તાંત માટે અધ્યાય ૧૫; ૩૬–૧૮; ૨૨ સુધી વાંચો. આ મુસાફરીના વખતમાં તે કરીંથમાં દોઢ વરસ રહ્યો હતો. આથેન્સમાં તેને સૌથી થોડી સતાવણી થઇ તેમ ત્યાં સૌથી ઓછો ભાવ પણ જણાયો. આથેન્સના લોકો ધર્મને માટે એટલી થોડી પરવા રાખતા હતા કે તેઓએ તેને સતાવવાની તસ્દી લીધી નહિ.

૧૬૫. **ત્રીજી મુસાફરી.** પ્રે. કૃ. ૧૮; ૨૩ થી શરૂ થાય છે. એફેસસનો હંગામો (પ્રે. કૃ. ૧૯; ૨૦) તે આ મુસાફરીનો મુખ્ય બનાવ છે. આ શહેરમાં પાઉલ બે વરસ રહ્યો (પ્રે. કૃ. ૧૯; ૧૦). દુનિયામાં કદી નહિ સળગેલી એવી હોળી અહિં સળગાવવામાં આવી હતી. જાદુવિદ્યાનાં પુસ્તકોને મૂર્તિપૂજકોએ તેમની રાજીખુશીથી અગ્નિને અર્પણ કર્યાં અને તેથી આ હોળી સળગી હતી.

૧૬૬. **પાઉલની રૂમ તરફની મુસાફરી.** ખરી રીતે તે યરૂશાલેમથી શરૂ થઇ. અહિં તે પોતાના દુઃખિત દેશબંધુઓને માટે મદદ લઇને આવ્યો હતો. તેના પર હાથ નાખી તેને પકડી લેવામાં આવ્યો, અને ત્યાંથી તેને કાઈસારીઆ લઇ ગયા. ત્યાં તેને ફેસ્તસ, ફેલિક્સ અને આગ્રિપાની હજુરમાં લાવવામાં આવ્યો, અને ત્યાંથી તેની છેલ્લી તપાસ સારૂ તેને રૂમ મોકલવામાં આવ્યો. રૂમ જતાં મુસાફરીમાં તેનું વહાણ ભંગ થયું.

૧૬૭. પાઉલનાં દુઃખો અને મહેનતના વૃત્તાંતમાં વચમાં વચમાં અંતર રહેલું છે. પ્રેરિતોનાં કૃત્યોમાં આપેલા પાઉલના વૃત્તાંત સાથે ૨ કરીં. ૧૧; ૨૫-૨૮ માં આપેલી પોતાની હકીકત સાથે સરખાવતાં એ વાત માલુમ પડે છે. જો આપણે બંને વૃત્તાંતને સામસામાં ખાનાંમાં મુકીએ તો તે નીચે પ્રમાણે છે.

| પાઉલનું આપેલું વૃત્તાંત. | લુકનું આપેલું વૃત્તાંત. |
|---|---|
| પાંચ વખત યહુદીઓથી ફટકા ખાધા | એક વખતની વાત પણ લખવામાં આવી નથી. |
| રૂમીઓએ ત્રણવાર કોરડા માર્યાં. | માત્ર એકજ વારની નોંધ છે. |
| ત્રણ વખત વહાણ ભાગ્યું. | હકીકત આપવામાં આવી નથી, કેમકે લુકે આપેલું વહાણનું ભંગાણ તે આ ત્રણ પછીનું છે. |
| એક રાતદિવસ ઉંડાણમાં (દરિયામાં) | હકીકત નથી. |

૧૬૮. જયવંત જીવન. ફટકા મારવા માટે પાઉલને સ્તંભ સાથે આઠ વાર બાંધવામાં આવ્યો. ચારવાર તેનું વહાણ ભંગ થયું. એક વખતે ભાંગેલા વહાણનું લાકડું પકડીને ચોવીસ કલાક દરિયામાં રહ્યો હતો. આ બધું વેઠવા છતાં તે બોલી શક્યો કે, "એ માટે અબળતામાં, નિંદામાં, સંકટમાં, સતાવણીમાં, ખેદમાં ખ્રીસ્તને લીધે સંતુષ્ટ રહું છું, કેમકે જ્યારે હું અબળ છું ત્યારે હું બળવાન છું" (૨ કરી. ૧૨; ૧૦). આટલું બધું તેણે વેઠયું છતાં તે બોલી ઉઠે છે કે "જે અવસ્થામાં હું છું તેમાં સંતોષી રહેવાને શીખેલો છું" (ફિલી. ૪; ૧૧). જો પ્રેરિતને કોઇએ પુછ્યું હોત કે, 'આ ખરેખરો અજાયબ પાઠ તમે કયાં શિખ્યા?' તો મને લાગે છે કે તે એવો ઉત્તર આપત કે "ફટકા બાંધી મારવાનો સ્તંભ એ મારી પ્રાથમિક નિશાળ હતી. ઝનુની અને પત્થરે મારનાર લોક મારા શિક્ષક હતા. ઉપવાસો અને સંકટો મારી પાઠશાળા હતી. માંહેના કેદખાનાની મધ્યરાત્રીના ઉજાગરા તે મારી પાઠશાળાની તૈયારી હતી. થાક અને કષ્ટ એ મારાં પુસ્તકો હતાં અને રાજા તથા અધિકારીઓ મારા પાલક હતા,

સાંકળોથી બંધાયલા સિપાઈઓ મારા ગોઠીઆ હતા. મારા શરીરનો કાંટો એ મારો વડો નિશાળીઓ હતો અને વધસ્તંભે જડાયલો ખ્રીસ્ત મારો મુખ્ય શિક્ષક હતો."

૧૬૯. આખરે ખ્રીસ્તના સેવક પાઉલનો શિરચ્છેદ કરવામાં આવ્યો અને એમ તેણે સ્વધર્મપ્રાણાર્પણ કીધું. આ પ્રમાણે તે સમયનો સૌથી ઉપયોગી માણસ જે વિદેશીઓમાં મુખ્ય કામ કરનાર તેની જીંદગીનો અંત આવ્યો.

## સવાલો.

૧. શાઉલ ક્યાં જનમ્યો હતો?

૨. તારસસ તે દિવસોમાં શાથી પ્રખ્યાતિ પામ્યું હતું?

૩. શાઉલ કયો ધંધો શીખ્યો ને તે પછીની જીંદગીમાં કેમ ઉપયોગી થઇ પડયો?

૪. શાઉલ કયારે ને શું કરતો પ્રથમ આપણી નજરે પડે છે?

૫. સ્તેફનના મરણ પછી શાઉલે કેવું જીવન ગાળ્યું હતું?

૬. તેના ખ્રીસ્ત તરફ ફરવા વિષેની હકીકત આપો.

૭. બદલાણ પછી દમસ્કથી તે ક્યાં ગયો?

૮. તેની પહેલી મુસાફરીનું વર્ણન કરો.

૯. લુસ્ત્રામાં તેને કયો જાણવાજોગ અનુભવ થયો?

૧૦. બીજી મુસાફરીનો રસ્તો કાઢી આપો.

૧૧. ત્રીજી મુસાફરીમાં તેણે ક્યાં ક્યાં મુખ્ય શહેરોમાં કામ કીધું?

૧૨. પાઉલનાં સંકટો વિષે લુકની આપેલી અને કરીંથીઓના પત્રમાં વર્ણવેલી હકીકતની સરખામણી કરો.

૧૩. પાઉલ પ્રભુને માટે કયાં અને કેવી રીતે મરણ પામ્યો?



## પુનરાવર્તન માટે સવાલો.

૧. ઇસુની તપાસ વખતે ધર્મ સંબંધીનાં ક્યાં ક્યાં તહોમત તેના ઉપર મુકવામાં આવ્યાં?

૨. રાજકીય તહોમત ક્યાં ક્યાં હતાં?

૩. ઇસુ વધસ્તંભે જડાયો ત્યારે ત્યાં કોણ કોણ હાજર હતા તેમનાં નામ આપો.
૪. પુનરૂત્થાન સંબંધીની ૭ દલીલો જણાવો.
૫. ઈસુએ શિષ્યોને આપેલાં જુદાં જુદાં દર્શનો અનુક્રમે જણાવો.
૬. આ ઉપરાંત બીજાં કયાં દર્શનો તેમાં ઉમેરી શકાય ?
૭. સ્વર્ગારોહણનું વર્ણન કરો.
૮. પ્રેરિતોનાં કૃત્યોમાં ૭ મુખ્ય બનાવો કયા છે ?
૯. શાઉલના બદલાણમાં સૌથી મહત્ત્વની વાત કઇ હતી ?
૧૦. પાઉલ અને સીલાસે કેદખાનામાં કઇ જીત મેળવી ?
૧૧. પાઉલની પહેલી મુસાફરીની નોંધ લો.
૧૨. તેમની ત્રીજી મુસાફરીનું વર્ણન કરો.
૧૩. પાઉલનો ધર્મપ્રાણત્યાગ કયાં થયો અને કેવી રીતે ?

## પવિત્ર શાસ્ત્ર આપણને કેવી રીતે મળ્યું ?

(ચીકાગોની યુનિવર્સિટિના સેમિટીક ભાષાઓ અને સાહિત્ય-વિદ્યાના પ્રોફેસર સાહેબ ઇરા મોરીસ પ્રાઇસ, પીએચ. ડી. તરફથી).

(૧) **અંગ્રેજી બાયબલ.** દુનિયામાં જ્યાં અંગ્રેજી ભાષા બોલાય છે ત્યાં પવિત્ર શાસ્ત્ર કે બાયબલના અંગ્રેજી ભાષાંતરનો ઉપયોગ કરવામાં આવે છે. આમાંનાં સૌથી જાણીતાં ભાષાંતરો નીચે પ્રમાણે છે:—

(૧) અધિકારયુકત ભાષાંતર કે રાજા જેમ્સ ભાષાંતર (ઈ. સ. ૧૬૧૧).
(૨) સુધારેલી આવૃત્તિ (૧૮૮૧–૮૫).
(૩) અમેરિકાનું અધિકારયુક્ત ભાષાંતર (૧૯૦૧).

હાલની આવૃત્તિઓમાં રેફેરેન્સો બાજુમાં આપેલી છે, અને એ ઉપરાંત હેબ્રી, સમતિ, વલગેટ અને સીરી ભાષાંતરમાં કરેલો અર્થ જણાવ્યો છે. આ પરથી એમ દેખાય છે કે શાસ્ત્રના અંગ્રેજી ભાષાંતર-કર્તાઓએ ઉપયોગી સમજુતીને સારૂ પ્રાચીનકાળનાં મહાન ભાષાંતરોનો સારો ઉપયોગ કીધો છે. બીજી રીતે બોલીએ તો એમ કહેવાય કે

આપણા શાસ્ત્રની બાજુમાં (હાંસીઆમાં) લખવામાં આવ્યું છે તેમ, જુદી જુદી ભાષાઓમાં ઘણાં પ્રાચિન ભાષાંતરો મોજુદ છે, માટે વિદ્વાનોએ આપણી આગળ શાસ્ત્રનું ભાષાંતર રજુ કરવા પહેલાં ઉપલી બધી ભાષાઓમાં જે શાસ્ત્રનાં ભાષાંતરો છે તેમનો અભ્યાસ કરવો જોઇએ.

(૨) જેઓ અંગ્રેજી શાસ્ત્ર વાંચે છે તે દરેકે યાદ રાખવું જોઇએ કે આપણું પવિત્ર શાસ્ત્ર (બન્ને કરાર) જે મુળ ભાષાઓમાં લખાયલું હતું તેનું ફક્ત ભાષાંતર છે. જુના કરારની મુળ ભાષા હેબ્રી છે પણ તેના થોડાક ભાગો અરામી ભાષામાં લખાયલા છે. નવા કરારની ભાષા ગ્રીક છે. હવે જો કોઇ ભાષાંતરકર્તાં મુળ લેખકના ચોક્કસ વિચારોને મળતું આવે એવું અંગ્રેજી ભાષાંતર કરવા માગે તો તેણે સદરહુ બન્ને ભાષામાંથી ભાષાંતર કરવું જોઇએ. જો તમારામાંના કોઇએ પરભાષાનો તરજુમો કર્યો હશે તો એક ભાષાનો વિચાર ચોક્કસ રીતે બીજી ભાષામાં મુકવો તે કેટલો મુસ્કેલ છે તેનો અનુભવ તેને થયો હશે.

(૩) જુના કરારની હેબ્રી ભાષા સચિત્ર વિચારોથી ભરપુર છે, તેની વાકયરચના સાદી અને વાસ્તવિક શબ્દોનો ઉપયોગ બહુજ થોડો કરવામાં આવ્યો છે. તેમની પ્રજાકીય હૈયાતિમાં આ હેબ્રી લોકોની ભાષા હતી, પણ બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા પછી કેટલેક વખતે તેમાં અરામી ભાષાનો ભેળ થયો. આ ભાષાની મહાન અસરકારક શક્તિ ભવિષ્યવાદીઓનાં ભાષણોમાં અને ખાસ કરીને યશાયાહની ભવિષ્યવાત અને અયૂબની કવિતા અને ગીતશાસ્ત્ર પરથી જણાઇ આવે છે.

(૪) ગ્રીક લોકોના આશ્રા હેઠળ આલેકઝાંદ્રિયાની સ્થાપના અને વૃદ્ધિ થવાથી શાસ્ત્રના ઇતિહાસનો નવો જમાનો થયો. વેપાર-રોજગારની સગવડો અને બીજાં કારણોને લીધે આ શહેરે યહુદીઓનું ધ્યાન ખેંચ્યું, પણ ત્યાંના જનસમુહની ભાષા ગ્રીક હતી. ઇ. સ. પૂ. ના ત્રીજા સૈકામાં ગ્રીક ભાષા બોલનાર યહુદીઓનું પ્રમાણ એટલું બધું વધી ગયું કે આ નવી સ્વીકારેલી ભાષામાં શાસ્ત્રની અગત્ય જણાઈ. યહુદી-

ઓની આ ધાર્મિક જરૂરીઆત પુરી પાડવાને હેબ્રી શાસ્ત્રનું ગ્રીક ભાષામાં ભાષાંતર કરવામાં આવ્યું (ઇ. સ. પૂ. ૨૮૦-૧૩૦). આ ગ્રીક ભાષાંતરના શાસ્ત્રમાં બધાં પુસ્તકોનો સમાવેશ કરવામાં આવ્યો, અને બીજાં 'આપોક્રિફા' કહેવાતાં નાનાં પુસ્તકો પણ તે સાથે જોડવામાં આવ્યાં.

(૫) આ ગ્રીક ભાષાંતરના શાસ્ત્રને સપ્તતિ (સીત્તેર) કહેતા, કારણકે હેબ્રીમાંથી સીત્તેર માણસોએ તેનું ભાષાંતર કર્યું હતું એમ મનાતું હતું. જુના કરારનું આ શાસ્ત્ર ગ્રીક બોલનાર યહુદીઓનું શાસ્ત્ર થયું. આપણા પ્રભુના સમયમાં નવા કરારના લેખકો તેનો બહોળો ઉપયોગ કરતા હતા. તેઓ તેમાંથી વખતોવખત ઉતારતા અને ખાસ કરીને પાઉલ તેનો ઘણો ઉપયોગ કરતો હતો. રૂમની જીત પછી અને લાટીન ભાષાના પ્રવેશથી લાટીન ભાષામાં તેનું ભાષાંતર થયું ત્યાં સુધી તે પુરાતન ખ્રીસ્તી મંડળીનું શાસ્ત્ર હતું. જુના કરારનાં આ બધાં લાટીન ભાષાંતરો સપ્તતિ પરથી થયાં હતાં. મંડળીના કેટલાક વિદ્વાનોને સપ્તતિ ભાષાંતરથી સંતોષ ન વળ્યો તેથી તેઓએ પોતાનાં ભાષાંતરો કર્યાં. એ ભાષાંતરો વિદ્વાનોને કંઇક ઉપયોગી થઇ પડયાં. જેમકે ઓરીજન (ઇ. સ. ૧૮૬-૨૫૪) જે શાસ્ત્રાભ્યાસીઓમાંનો સૌથી પ્રખ્યાત હતો, તેણે શાસ્ત્રનું ગ્રીક ભાષામાં શ્રેષ્ઠ ભાષાંતર થાય એ માટે પ્રયત્ન કર્યો હતો.

(૬) 'બીજા, ત્રીજા અને ચોથા સૈકામાં ચાલતાં ઘણાં ફેરફારવાળાં ભાષાંતરને લીધે કાબેલ વિદ્વાન જેરોમે મુળ ભાષાઓમાંથી લાટીન ભાષામાં આખા શાસ્ત્રનું ભાષાની સારી રૂઢી પ્રમાણે ભાષાંતર કીધું (૩૮૪-૪૦૫). આ ભાષાંતર જે ભાષાંતરો આજ સુધી વપરાશમાં આવતાં હતાં તેથી એટલું બધું જુદું હતું કે અજ્ઞાન દુશ્મનોએ તેની બહુ સખત ટીકા કરી. પરંતુ આ ભાષાંતર મુળ ભાષાને અવલંબીને કરવામાં આવ્યું હતું, તેથી મંડળીના સૌથી વિચારવંત લોકોને તે પસંદ પડયુ, અને થોડાજ સૈકામાં લાટીન બોલનાર લોકોનું તે શાસ્ત્ર થઇ પડયું. એપ્રીલ તા. ૮, ૧૫૪૬ માં ટ્રેન્ટની સભામાં આ શાસ્ત્રને રોમન કેથોલીક મંડળી માટે અધિકારયુક્ત શાસ્ત્ર ઠરાવવામાં આવ્યું.

(૭) સિરીયાના ઉત્તર ભાગમાં ખ્રીસ્તીઓને સમુહ હતો, જેઓ સિરીયન ભાષા બોલતા હતા. તેઓએ બીજા સૈકાના કોઈ પણ વખતમાં પોતાના ખ્રીસ્તી જીવનની વૃદ્ધિ થાય એ માટે શાસ્ત્રનું ભાષાંતર તેઓએ પોતે કે કોઈ બીજા પાસે કરાવ્યું. હેબ્રી ભાષામાંથી આ સીરી ભાષામાં ભાષાંતર બહુ સહેલથી થઇ શક્યું, કેમકે આ બે ભાષાઓ બહુ મળતી હતી. હાલ જો કોઇ ડચ ભાષામાંથી જર્મન ભાષામાં ભાષાંતર કરે તો મુળ ભાષાનો અર્થ બરોબર લાવવાને તે છૂટથી તરજુમો કરશે. સિરી ભાષાનો તરજુમો જો કે બહુ સરળ અને સારો હતો પણ બહુ છૂટથી કરેલો હતો, તેથી કરીને જે વિદ્વાનો આ ભાષાંતરમાં સમાયલી વાતને અસલ સાથે સરખાવવા માગે છે તેઓને બહુ ઉપયોગી નથી. આ ભાષાંતરમાં લેટીન શાસ્ત્રનાં 'આપોક્રિફા' પુસ્તકોમાંનું એક સમાયલું નથી.

(૮) આ બધી વાતો ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે, મિસર, પાલેસ્ટાઈન, સિરીયા, આશિયા માઇનર અને યુરોપમાંની ખ્રીસ્તી મંડળીઓ ખાસ કરીને નીચેની ત્રણ આવૃત્તિઓ વાપરતી હતી (*a*) સમતિ તરજુમો, (*b*) લાટીન વલગેટ તરજુમો, (*c*) સિરી તરજુમો. આ ત્રણે ઉપયોગી અને પ્રસિદ્ધ આવૃત્તિઓ હતી, અને શરૂઆતની મંડળીની જુદી જુદી શાખાઓમાં કેટલાંક ગ્રીક ભાષાંતરો વપરાતાં હતાં.

(૯) સુધરેલા દેશની હદપારના લોકો જ્યારે ખ્રીસ્તી થયા ત્યારે તેમને પણ તે વખતનાં ત્રણ ચાર ભાષાંતરો પરથી તેમની પોતાની ભાષામાં ભાષાંતર કરી આપવામાં આવ્યું અને એમ અરબી, ઇથીઓપી, આર્મિની, ગોથી, સ્લેવોની અને તે સિવાય તે હદપારની બીજી ઘણી ભાષાઓમાં શાસ્ત્રનું ભાષાંતર કરવામાં આવ્યું છે.

(૧૦) ખ્રીસ્તી સૈકાની શરૂઆતમાંજ ઈંગ્લાંડમાં શાસ્ત્ર દાખલ થયું. તે પશ્ચિમ-જગતમાં વપરાતી લાટીન ભાષાની આવૃત્તિઓમાંની એક હતી. આ પછી લાટીન વલગેટ ભાષાંતર દાખલ થયું. ઉપદેશકોને અને શિક્ષકોને સ્થાનિક ભાષામાં તેનો તરજુમો કે અર્થ કરવાની જરૂર પડી.

આ તરજુમા કે કરેલા ખુલાસાના કેટલાક ભાગો જે પુરાતન અંગ્રેજી ભાષામાં કરવામાં આવ્યા છે તે આજ સુધી સંઘરી રાખ્યા છે. ચૌદમા સૈકામાં વિકલીફ (૧૩૨૦–૧૩૮૪) તરફથી આપણને પહેલું અંગ્રેજી શાસ્ત્ર મળ્યું. આ તરજુમો અસલ હેબ્રી ભાષા કે ગ્રીક ભાષામાંથી કરવામાં આવ્યો ન હતો, પણ લાટીન વલગેટમાંથી આ ભાષાંતર કરવામાં આવ્યું હતું. (આ તો ભાષાંતર પરથી કરેલું ભાષાંતર કહેવાય). આ ભાષાંતરનો તે વખતની મંડળીએ બહુ ઉલટભેર સ્વીકાર કર્યો ન હતો.

(૧૧) અસલ ભાષામાંથી કરેલું અંગ્રેજી ભાષાંતર ૧૬ મા સૈકા સુધી ન હતું. ઘણી ઘણી વિરૂદ્ધતા અને મહાન પ્રયત્ન પછી ટીન્ડલ નામના વિદ્વાને ગ્રીક ભાષામાંથી અંગ્રેજી નવા કરારનો તરજુમો કર્યો, અને જર્મનીમાં છપાવીને ઇંગ્લાંડમાં પ્રગટ કર્યો. પણ ઇંગ્લાંડની મંડળીના લોકોએ તેની ચોપડીઓ જપ્ત કરી લંડનમાં બાળી મૂકી, અને જર્મનીમાં રહી જુના કરારનું ભાષાંતર તે કરતો હતો એવામાં તેને પકડીને ઇંગ્લાંડમાં આણીને કેદમાં પુર્યો અને પછી થાંભલે બાંધીને તેને બાળી મુકયો, તા. ૬ટ્ઠી અકટોબર, ૧૫૩૬. આ બધું થવાનું કારણ માત્ર એટલુંજ કે, સાધારણ લોક સમજી શકે એવું ભાષાંતર તેણે અંગ્રેજીમાં કીધું. તેના મરણને એક વર્ષ થયું ન હતું એટલામાં તેનું ભાષાંતર આઠમા હેનરી રાજાના અધિકારથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું. કેટલાંક વર્ષો લગી શાસ્ત્રનાં અંગ્રેજી ભાષાંતરની ઈંગ્લાંડ અને આખા યુરોપખંડનાં છાપખાનાંમાંથી એક પછી એક અનેક આવૃત્તિઓ બહાર પડવા લાગી. આ આવૃત્તિઓમાં સૌથી જાણીતી ને મહત્ત્વની આવૃત્તિઓ 'મેથ્યુ'ની, 'કોવરડેલ'ની અને 'ગ્રેટ બાયબલ'ની હતી. પણ ત્યાર પછી પ્રોટેસ્ટંટ ધર્મ વિરૂદ્ધના વિરાગને લીધે 'ક્રોમવેલ'નું શિરછેદન કરવામાં આવ્યું અને તે પછી શાસ્ત્ર સંબંધીની ઉલટનો ઘટાડો થયો. ૬ ઠા એડવર્ડ રાજાએ (૧૫૪૭–૫૩) પ્રોટેસ્ટંટ લોકોને ટેકો આપ્યો, પણ 'મેરી ટયુડરે' (૧૫૫૩–૫૮) રીડલી, લેટીમર, અને જોન રોજર્સ જેવા તે સમયના શ્રેષ્ટ માણસોને થાંભલા સાથે બાંધી બાળી મુકયા. એલીઝાબેથ રાણીની કારકીર્દીમાં (૧૫૫૮–૧૬૦૩) શાસ્ત્રનાં ભાષાંતરો બહુ જોસભેર થવા લાગ્યાં અને તે છપાયાં. જીનીવા

આવૃત્તિ (૧૫૬૦), બીશપનું શાસ્ત્ર (૧૫૬૮) અને રેઈમ્સનો નવો કરાર (રોમન કેથોલીક, ૧૫૮૨) પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. આ સર્વમાં જીનીવા બાયબલ સૌથી વધુ પ્રખ્યાતિ પામ્યું.

(૧૨) પહેલા જેમ્સ રાજાની કારકીર્દીના (૧૬૦૩–૨૫), આરંભમાં શાસ્ત્રનું નવું અને વધારે સારૂં અંગ્રેજી ભાષાંતર પુરૂં પાડવાનો વિચાર ચલાવવામાં આવ્યો. ઈંગ્લાંડના આગળ પડતા શાસ્ત્રના વિદ્વાનોમાંના ઘણાખરા આ કામે વળગી પડયા, અને ૧૬૧૧ માં શાસ્ત્રની અધિકારયુક્ત આવૃત્તિ બહાર પાડી. શુદ્ધ અંગ્રેજી ભાષાનો આ એક નમુનો છે, અને તે વખતે જાણમાં આવેલાં મુળ વચનોનું આ એક વિશ્વાસયુક્ત ભાષાંતર છે,

(૧૩) ૧૬૧૧ માં અધિકારયુકત સુધારેલી આવૃત્તિ બહાર પડી તેની અને ૧૮૭૦ની સાલ કે જે સાલમાં નવી સુધારેલી આવૃત્તિ કરવાનો ઠરાવ થયો તે બેની વચ્ચે ૨૫૦ કરતાં વધારે વર્ષોનો વખત વિતી ગયો હતો. અને તે દરમિયાનમાં જુના અને ઘણા ઉપયોગી હસ્તલેખો વિદ્વાનોને મળી આવ્યા હતા. વળી તે દરમિયાન અંગ્રેજી ભાષામાં પણ કાળપરત્વે જાણવાજોગ કેટલોક ફેરફાર થયો હતો. વળી એજ અરસામાં અધિકાર-યુકત ભાષાંતર કરતાં ઉત્તમ અને નવું ભાષાંતર કરવાનાં ખાનગી પ્રયત્નો કરવામાં આવ્યાં હતાં. વિદ્વાનોની જાણમાં આવેલા નવા હસ્તલેખોના વધારાને આધારે કેટલીક ચોપડીઓ પણ બહાર પાડવામાં આવી હતી. ખરી રીતે જોતાં, હાલમાં હાથમાં આવેલી હેબ્રી અને ગ્રીક જુની પ્રતો અને કાબેલ અને વિચારવંત વિદ્વાનોની જીત, તેમજ ઘણાં વર્ષો પહેલાં કરેલાં ભાષાંતરની ભાષામાં કાળાંતરે ફેરફાર થયો છે. આ બધું ધ્યાનમાં લઈને નવું ભાષાંતર કરવાનો ઠરાવ થયો હતો.

(૧૪) ૧૮૭૦માં સુધારેલી આવૃત્તિ પ્રગટ કરવાને પગલાં ભરવામાં આવ્યાં અને થોડાંજ વર્ષોમાં બ્રિટિશ અને અમેરિકન શાસ્ત્રના વિદ્વાનોની એક સુધારો કરનાર કમિટી બેઠી, ને દશ વર્ષની કાળજીભરેલી મહેનતના પરિણામે નવા કરારની સુધારેલી આવૃત્તિ ૧૮૮૧ માં બહાર પાડી, અને ચાર વર્ષ બાદ ૧૮૮૫ માં જુના કરારનું સુધારેલું ભાષાંતર પણ બહાર

પડ્યું, અને એમ આખા શાસ્ત્રનું સર્વોત્તમ લેખોના આધારે કરેલું શ્રેષ્ઠ ભાષાંતર બહાર પડ્યું.

(૧૫) પછી અમેરિકન રીવીઝન કમિટીએ બ્રીટિશ કમિટીની પેઠે જુની સંજ્ઞા, શબ્દો અને વાકયોરચનાને વળગી ન રહેતાં એક બીજી સુધારેલી આવૃત્તિ બહાર પાડી જેને અમેરિકન સ્ટાન્ડર્ડ સુધારેલી આવૃત્તિ કહે છે. અંગ્રેજી ભાષામાં સૌથી સરસ આવૃત્તિ આ ગણાય છે.

## સવાલો.

૧. અંગ્રેજીમાં પવિત્ર શાસ્ત્રનાં કયાં ત્રણ મુખ્ય ભાષાંતરો છે?
૨. જુના કરારની મુખ્ય બે ભાષાઓ કઇ છે?
૩. હેબ્રી ભાષાનું ખાસ લક્ષણ શું છે?
૪. સપ્તતિનો અર્થ શો?
૫. શાસ્ત્રનું લાટીન ભાષાંતર કરનાર મહાન વિદ્વાન કોણ હતો, અને કઇ મંડળીએ તેનો સ્વીકાર કર્યો?
૬. હેબ્રીને લગતી બીજી કઇ ભાષામાં શાસ્ત્રનું ભાષાંતર કરવામાં આવ્યું, અને કયા લોકોની મારફતે?
૭. પ્રાચીન મંડળીમાં કયાં ભાષાંતરો વાપરવામાં આવતાં હતાં?
૮. અંગ્રેજી શાસ્ત્ર પહેલવહેલું કોણે કર્યું, ને કયારે?
૯. મુળ ભાષામાંથી કોણે પહેલું અંગ્રેજી ભાષાંતર કર્યું?
૧૦. ટીન્ડેલના ભાષાંતરનું વર્ણન કરો.
૧૧. આ સમયમાં બીજી કઇ આવૃત્તિઓ પ્રસિદ્ધ હતી?
૧૨. શાસ્ત્ર સંબંધીની ઉલટનો ઘટાડો શાથી થયો?
૧૩. એલીઝાબેથ રાણીના વખતમાં કયાં શાસ્ત્રો (ભાષાંતરો) પ્રસિદ્ધ થયાં હતાં?
૧૪. કોના રાજ્યમાં અને કોની મારફતે સુધારેલી આવૃત્તિ બહાર પડી?
૧૫. ફરીને તેમાં સુધારો કરવાની જરૂર કેમ પડી?
૧૬. નવા કરારનું સુધરેલું ભાષાંતર કયા વર્ષમાં બહાર પડ્યું, અને તેમજ જુના કરારનું કયારે?

૧૭. કઇ કમિટીએ સુધારેલી આવૃત્તિ તૈયાર કરી ?

૧૮. અમેરીકન સ્ટાન્ડર્ડ સુધારેલી આવૃત્તિ કોણે તૈયાર કીધી, અને બ્રિટિશ સુધારેલી આવૃત્તિથી તે કઇ બાબતમાં જુદી પડે છે ?

---

## પવિત્ર શાસ્ત્રનાં પુસ્તકોનો સાર.

**સૂચના.**—નીચેના ટાંચણ પરથી શિક્ષક પોતાના વર્ગને વારંવાર પુનરાવર્તન કરાવતાં પુસ્તકોનાં માત્ર નામજ નહિ, પણ પુસ્તકમાં સમાએલી મુખ્ય વાતો શિખવી શકશે, અને આ ટાંચણ વિદ્યાર્થીઓને તેમજ શિક્ષકોને ઘણું ઉપયોગી થઇ પડશે. કેમકે તેના અભ્યાસથી પુસ્તકનો અનુક્રમ એકદમ યાદ આવશે એટલુંજ નહિ પણ દરેક પુસ્તકનું ખાસ લક્ષણ અને મુખ્ય શિક્ષણ શું છે તે ધ્યાનમાં આવશે. શિખવવાની ખરી રીત તો પુસ્તકોના વિભાગ પાડી દરેક વિભાગનું ટાંચણ કરી શિખવવાની છે, જે રીતનો અત્રે ઉપયોગ કરવામાં આવ્યો છે.

---

### જુનો કરાર—પહેલાં પાંચ પુસ્તકો. (૧ લો ભાગ).

**ઉત્પત્તિ.** આદિ પુસ્તક–ઉત્પત્તિ, માણસની અધોગતિ, પસંદ કરેલા લોકોની શરૂઆત.

**નિર્ગમન.** પસંદ કરેલા લોકોનું મિસરમાંથી કનાન જવાનું વૃત્તાંત, જેમાં પરમેશ્વરે તેઓને પ્રજાકિય જીવનમાં દોરતાં તેઓની સાથે ચલાવેલી વર્તણુકની હકીકત સમાયલી છે.

**લેવીય.** લેવીના યાજકકુળને તેમની સેવામાં મદદરૂપ થવા સારૂ મંડળીનાં નિયમો અને ક્રિયાઓ તેમાં દર્શાવેલાં છે.

**ગણના.** બે પ્રસંગે લોકોની ગણત્રી થઇ તેનું પુસ્તક. (૧) મુસાફરીના બીજા વર્ષમાં સિનાય પહાડ આગળ પહેલી ગણના થઈ. (૨) યરદનને કાંઠે ચાળીસમા વર્ષે. સિનાયથી યરદનની પૂર્વના દેશો સુધીની મુસાફરીનું બ્યાન પણ આમાં આવે છે.

**પુનર્નિયમ.** અરણ્યમાં જનમેલા લોકોને કનાનમાં હવે પછીના જીવનને લાગુ પડે એવી રીતે નિયમો ફરી કહી સંભળાવવામાં આવ્યા. મુસા પછી આગેવાન તરીકે યહોશુઆની નિમણુક થઈ તે અને મુસાના મરણની હકીકત.

**ઐતિહાસિક પુસ્તકો.** (૨ જો ભાગ).

**યહોશુઆ.** કનાનની જીત, દેશની વહેંચણી, શિલોહમાં મંડપની સ્થાપના અને યહોશુઆનું મરણ.

**ન્યાયાધીશો.** યહોશુઆના મરણ પછી ઇસ્રાએલની રાજકીય અને ધાર્મિક પડતીનો ઇતિહાસ. "ઇસ્રાએલમાં રાજા ન હતો, પ્રત્યેક માણસની નજરમાં જે ઠીક લાગતું તે તે કરતો." યહોશુઆના મરણથી માંડીને ન્યાયાધીશોનો ઇતિહાસ.

**રૂથ.** ન્યાયાધીશો અને રાજાઓના ઇતિહાસને જોડનાર કડી જેમાં દાઉદની વંશાવળી સમાએલી છે, વિશ્વાસના અને ભુંડામાંથી ભલા થવાના ઘણા દાખલા સમાયલા છે.

**શમૂએલનું ૧ લું અને ૨ જું પુસ્તક.** ન્યાયાધીશોનો ઇતિહાસ ચાલુ રહે છે. એલી અને શમૂએલની વાત. શાઉલના અભિષેક વિષે તેમજ તેના રાજ્ય વિષેની વાત. દાઉદની ઉન્નતિ અને તેના રાજ્યનું વૃત્તાંત.

**રાજાઓનું ૧ લું અને ૨ જું પુસ્તક.** દાઉદના મરણથી માંડી બંદીપ્રવાસ સુધી. ઇસ્રાએલ અને યહુદાહનાં રાજ્યોનો ઇતિહાસ. યહોવાહ અને બઆલ વચ્ચેના યુદ્ધની વાત. એલીયાહ અને એલીશાનાં જીવનવૃત્તાંત.

**કાળવૃત્તાંતનું ૧ લું અને ૨ જું પુસ્તક.** આગલાં પુસ્તકોની હકીકતની પુરવણી. દાઉદ અને સુલેમાનના વખતની મંદિરની ક્રિયાઓ. બંદીપ્રવાસ પછી મંદિરનો અને પ્રજાનો પુનરોદ્ધાર.

**એઝરા.** ઝરૂબ્બાબેલની સરદારી નીચે બંદીપ્રવાસમાંથી પાછા આવવું. મંદિરનો જીર્ણોદ્ધાર. આર્તાહશાસ્તા લોન્ગીમાનસના સમયમાં બંદીપ્રવાસથી બીજી ટોળી પાછી ફરે છે, અને એઝરા લોકોમાં સુધારો કરે છે.

**નહેમ્યાહ.** નહેમ્યાહની સરદારી નીચે યરૂશાલેમનો કોટ ફરી બંધાય છે. રાજ્ય ને ધર્મ સંબંધીના સુધારા. મંદિરની ભજનસેવાની પુનઃસ્થાપના. મુસાના નિયમશાસ્ત્રનું નવેસર વાંચન કરવામાં આવ્યું.

**એસ્તેર.** જે ઇસ્રાએલીઓ બંદીપ્રવાસમાં રહ્યા હતા તેઓના ઇતિહાસમાં ઈશ્વરી સત્તા બધા ઉપર અમલ કરે છે તે દર્શાવનારૂં આ એક ઉપાખ્યાન છે.

**પદ્યમાં લખેલાં પુસ્તકો (૩ જો ભાગ).**

**અયૂબ.** અયૂબનાં દુઃખો અને દુઃખ સહન કરવા વિષે તેની ધીરજ. તેની સાથેની વર્ત્તણુકમાં દેવનું જ્ઞાન અને શકિત. વળી શાંતિ અને આબાદિના તેના અંતના દિવસો.

**ગીતશાસ્ત્ર.** ખાસ કરીને યહોવાહની જાહેર ધર્મસેવામાં વપરાયલાં સ્તુતિ અને ભક્તિનાં ગીતોનો સમુહ.

**દૃષ્ટાંતવચનો.** મુર્ખાઇ ઉપર જ્ઞાનની શ્રેષ્ઠતા બતાવનારા જીંદગીના વ્યાવહારિક નિયમોનો લઘુગ્રંથ. મુખ્યત્વે કરીને સુલેમાનનો લખેલો છે.

**સભાશિક્ષક.** દુનિયાની વસ્તુઓમાં સુખની પ્રાપ્તિ માટેની શોધ કરવામાં આવી છે, પણ દેવની ઇચ્છા પૂર્ણ કર્યાં સિવાય દરેક બાબતમાં વ્યર્થતા છે તે દર્શાવે છે.

**સુલેમાનનું ગીત.** આ પુસ્તકમાં સમાએલી વાત વિષે મુખ્ય ત્રણ મત ચાલે છે.

(૧) ઇસ્રાએલ પર દેવનો પ્રેમ શિખવવાની દૃષ્ટાંતરૂપી આત્મિક કથા.

(૨) મંડળી તે કન્યા છે અને ખ્રીસ્ત તે વર છે, તેમનો પરસ્પરનો પ્રેમ લાક્ષણિક રીતે દર્શાવનારી કથા.

(૩) સુલેમાનના શૂલામ્મી પ્રત્યેના દૈહિક પ્રેમની વાર્તા.

## ભવિષ્યવાતનાં પુસ્તકો (૪ થો ભાગ.)

### *a.* મોટા ભવિષ્યવાદીઓ.

**યશાયાહ.** યરૂશાલેમ વિરૂદ્ધ ભવિષ્યવચનો. મશીહના દિવસોની પ્રતિછાયા, યહુદી પ્રજાનો તેના શત્રુઓ સાથેનો સંબંધ, પ્રજાકીય ચિન્હ અદૃશ્ય થતાં મંડળીનું મહાન ભવિષ્ય.

**યિર્મેયાહ.** યહુદીઓને ચેતવણી, દેશજાતીઓ વિષે અવલોકન, બંદીપ્રવાસથી પાછા ફરવાનું વચન અને મિસર સંબંધીનાં ભવિષ્યવચનો.

**વિલાપનું પુસ્તક.** યરૂશાલેમ તથા તેના મંદિરનો નાશ તથા ગુલામગીરી અને દુકાળના દુઃખ માટે યિર્મેયાહનું હૃદયભેદક ગીત.

**હઝકીએલ.** યરૂશાલેમના નાશ પહેલાંના અને ત્યાર પછીનાં પશ્ચાત્તાપ કરવાનો બોધ આપનારાં ભવિષ્યવચનો. આસપાસની દેશજાતીઓનો પ્રભુ ન્યાય કરશે તે જાહેર કરે છે. નવા યરૂશાલેમમાં દેવના લોકોનો છેવટનો મહિમા.

**દાનીયેલ.** બાબેલમાં દાનીયેલ વિષેનું વૃત્તાંત. મશીહ વિષેનાં ભવિષ્યોને માટે ખાસ જાણવાજોગ છે.

### *b.* નાના ભવિષ્યવાદીઓ.

**હોશીઆ.** ઇસ્રાએલનો અવિશ્વાસ, શિક્ષાની જરૂર, ઇસ્રાએલની પુનઃસ્થાપના.

**યોએલ.** તીડ, દુકાળ અને હુમલાનો ભવિષ્યદર્શક હેવાલ અને તે સાથે ઉપવાસ, પ્રાર્થના અને પશ્ચાત્તાપ માટેની શિખામણ. આશીર્વાદનું વચન. યરૂશાલેમના નાશ સંબંધીની ચેતવણી. મશીહના રાજ્યની સ્થાપના સંબંધી ભવિષ્યવાત.

**આમોસ.** ઇસ્રાએલ અને યહુદાહની આસપાસની દેશજાતીઓનાં પાપ પ્રગટ કરે છે. બન્ને રાજ્યોની સ્થિતિ વર્ણવે છે, અને

મશીહના આવવા સંબંધી અને લોકોનો પુનરોદ્ધાર સંબંધીનો ચિતાર ચિતરે છે.

**ઓબાદ્યાહ.** અદોમના નાશ સંબંધી ભવિષ્ય કહે છે, અને જે ઇસ્રાએલપુત્રો અદોમ અને પલેશેથને કબજે લેશે અને જેઓને મશીહ સંબંધીનાં વચનોનો લાભ મળવાનો છે તેઓના ભવિષ્યના પુનરોદ્ધાર સાથે અદોમનો તફાવત બતાવવામાં આવ્યો છે.

**યૂના.** નીનવેહના લોકોને યૂનાના સંદેશા સંબંધીની, તેની હઠીલાઈ સંબંધીની અને દેશજાતીઓ સાથે દેવના પ્રેમ સંબધીની વાત.

**મીખાહ.** ઇસ્રાએલ અને યહુદાહની પડતી. આવનાર સારાં વાનાં. સાન્હેરીબ અને શાલ્માનેસેરના હુમલા વિષે, ઇસ્રાએલના વિખરાઇ જવા વિષે, યરૂશાલેમ તથા આસ્શૂરના નાશ વિષે તેમજ ખ્રીસ્તની જન્મભૂમિ તથા રાજ્ય વિષે.

**નાહૂમ.** યહોવાહ તરફથી દિલાસો દેનાર, આસ્શૂરની પડતી, આસ્શૂર સંબંધી યૂનાની ધમકી ફરી કહેવામાં આવે છે.

**હબાક્કૂક.** કાસદીઓના નાશ સંબંધી ભવિષ્યવાત, લોકો ઉપર પરમેશ્વરની દયા છે એમ સમજી યહોવાહનું પરાક્રમ અને તેની દયા માટેનું સ્તુતિનું ગીત.

**સફાન્યાહ.** યહુદાહ વિરૂદ્ધ અને બઆલ તથા મિલ્કોમના ભજન વિરૂદ્ધ ભવિષ્યદર્શક ચેતવણી. છેવટે યરૂશાલેમને ઠપકો અને અંતના ઉદ્ધાર સંબંધીનું વચન.

**હાગ્ગાય.** મંદિર બાંધવામાં ઝરૂબ્બાબેલ અને યહોશુઆ (પ્રમુખ્ય યાજક) ને ટેકો આપવા લોકોને ઉશ્કેરે છે.

**ઝખાર્યાહ.** મંદિર બાંધવાનું કામ આગળ ચલાવવાને યહુદીઓને હિંમતવાન કરે છે, અને પ્રજાકીય ઇતિહાસ અને મશીહના આગમન સંબંધી ઇશારત કરે છે.

**માલાખી.** નવા મંદિરમાં યાજકોની ભ્રષ્ટતાને લીધે ઠપકો આપે છે, અને મંદિરને શુદ્ધ કરવાને મશીહ આવશે તે સંબંધી ભવિષ્ય કહે છે.

# નવો કરાર.

## (૧) ઐતિહાસિક પુસ્તકો.

**માત્થી.** આકાશના રાજ્યનું વર્ણન. ઇસુએ પોતાનું શિક્ષણ સમજાવવા માટે કરેલા ચમત્કારો. ફરોશીઓની વિરૂદ્ધતા. ઇસુ મશીહ રાજા તરીકે.

**માર્ક.** ખ્રીસ્ત જે સર્વસમર્થ ત્રાતા તેનાં કામ પર ભાર મૂકે છે.

**લુક.** ખ્રીસ્તની ઉદ્ધાર કરવાની રીત પ્રગટ કરે છે.

**યોહાન.** ખ્રીસ્તના ઇશ્વરીપણા પર ભાર મૂકે છે.

**પ્રેરિતોનાં કૃત્યો.** પીતર અને પાઉલની આગેવાની નીચે ખ્રીસ્તી મંડળીની સ્થાપના અને વિસ્તારનો હેવાલ.

## (૨) પાઉલનાં પત્રો.

**રૂમીઓને પત્ર.** દત્તકપણાથી માંડી માણસજાત સાથે દેવનાં કૃત્યો. મનુષ્યજાતની દુષ્ટતા જણાવે છે. તારણનો માર્ગ. ખ્રીસ્તી માણસની ફરજ અને હક. સત્યની વૃદ્ધિ અને ખાસ સંદેશા.

**કરીંથીઓને બે પત્ર.** (૧) તે સમયમાં મંડળી કેવી હતી તે. ફાટફુટને લીધે ઠપકો. વિદેશીઓ સાથેનો સંબંધ. પ્રભુભોજન સંબંધી અને મરેલાંનું પુનરૂત્થાન.

(૨) નમુના લાયક ધર્મોપદેશક પાઉલે પહેલા પત્રમાં જે ભુંડાઇ સંબંધી લખ્યું હતું તે દૂર કરી માટે માનેલો ઉપકાર. તેના વિરોધીઓના અહંકાર પ્રત્યે રોષ.

**ગલાતીઓને પત્ર.** "ખ્રીસ્તીઓની છૂટની મહાન સનદ" તેમાં પાઉલની જીંદગીની કેટલીક વાતો તેમાં આવે છે. નિયમની કરણીઓથી તારણ અશકય છે. રૂમીઓના પત્રમાં આપેલો છે તેવો તારણની યોજનાનો ટુંક ખરડો. દલીલથી સાબીત કર્યું છે કે ખ્રીસ્તી ધર્મ યહુદીઓનો એક પંથ નહિ પણ આખી દુનિયાનો ધર્મ છે.

**એફેસીઓને પત્ર.** નમુના લાયક મંડળી સંબંધી. જેઓએ વિદેશી ધર્મ છોડી દીધો હતો તેઓને સ્થિર કરવા તેઓની પ્રથમ અધમતાને હાલના ઉંચ જીવન સાથે સરખાવી છે.

**ફિલીપ્પીઓને પત્ર.** નમુનારૂપ ખ્રીસ્ત સંબંધી. રૂમમાં પાઉલની પહેલી કેદ વખતે લખાયલો આભારરૂપ પ્રેમનો અને ફિલીપી ખ્રીસ્તીઓ માટેના આનંદનો પત્ર, અને તે સાથે પોતાની કેદ અને હાલત સંબંધીનું વિવેચન.

**કલોસીઓને પત્ર.** નમુનારૂપ ત્રાતા સંબંધી. બધા આત્મિક આશીર્વાદોના મૂળ સંબંધી. ખ્રીસ્તની શ્રેષ્ઠતા. સત્ય તરફ આગળ વધવામાં ઉત્તેજનરૂપ પાઉલનો પોતાનો દાખલો. ખોટા શિક્ષણ સંબંધી સૂચના અને ખ્રીસ્તના પુનરૂત્થાનમાં ભાગીઆ હોવાનું પરિણામ.

**થેસ્સાલોનીકીઓને બે પત્ર.** (૧) સુવાર્તાનો અંગીકાર કરવા માટે દેવનો આભાર, પુનરૂત્થાન અને રૂપાંતર પામેલાં શરીરનો મહિમા. (૨) પુનરૂત્થાન પાસેજ છે એ વાતની છાપ દૂર કરવા માટે, ખંત માટે શિખામણ અને થેસ્સાલોનીકીઓની પ્રાર્થના માટે વિનંતીઓ.

**તીમોથીને બે પત્ર.** ખ્રીસ્તી ધર્મના પાઉલના મત વિરૂદ્ધ જે યહુદી અસર નડતી હતી તે અટકાવવા માટે, અને તીમોથીને તેની ફરજોમાં ઉત્તેજન આપવા સારૂ અને તે ઉપરાંત જાહેર ભજનસેવા સંબંધી સૂચનાઓ અને તીમોથીને મિત્ર તરીકેની શિખામણ માટેનાં લખાણ.

**તીતસ.** ક્રેતમાંની મંડળીની પતિત દશા દૂર કરવા વિષે શિખામણ. મંડળીની સ્થાપના. વડીલોના ગુણ. ખોટા શિક્ષકો પર દબાણ. તીતસને પોતાને બે બોલ અને સારાં કામનું મહત્ત્વ.

**ફિલેમોન.** ફિલેમોનના ખ્રીસ્તી થએલા ગુલામ ઓનેસીમસના સમાધાનાર્થે લખાએલો પત્ર. આ પત્ર તે ફિલેમોન ઉપર મોકલાયો.

**હેબ્રીઓને પત્ર.** યહુદી વિધિઓ કરતાં ખ્રીસ્તી ધર્મવિધિઓ ચઢીઆતા છે એમ બતાવે છે, કારણ કે મુસા કરતાં આ વિધિઓનો કર્તા શ્રેષ્ઠ છે. વળી જુનો કરાર અપૂર્ણ હતો, અને યહુદી ધર્મમાં પાછા ન હઠી જવા સંબંધી ચેતવણી.

## (૩) સામાન્ય પત્રો.

**યાકુબ.** વિશ્વાસનો પત્ર. યહુદી ખ્રીસ્તીઓને નિષ્કપટપણા અને ધીરજ સંબંધી લખે છે. ઢોંગ, ઠગાઇ, ધનવાનની પ્રશંસા અને ગરીબ લોકના ધિક્કાર વિરૂદ્ધ વાત. જીભને કબજે રાખવા સંબધી. ખોટું દાનધર્મ. દ્રવ્યસેવા વિરૂદ્ધ ચેતવણી.

**પીતરના બે પત્ર.** આશાના પત્રો. (૧) જગિક પરીક્ષણો સંબંધી પવિત્ર જીવન; નાગરિકની, ગુલામની, ધણીની, ધણીઆણીની ફરજો. ઉપદેશકો અને તેઓની ફરજો.

(૨) વિશ્વાસ અને સારાં કામોમાં ખંત. અપસ્તાવિક હૃદયવાળાને શિક્ષા, અને ઈસુના ફરીથી આવવાનું નક્કીપણું.

**યોહાનના ત્રણ પત્ર.** (૧) પ્રેમના ત્રણ પત્રોમાંનો પહેલો. ખાસ કરીને આશીઆ માઇનરના થએલા ખ્રીસ્તીઓને ખ્રીસ્ત સંબંધી ખરૂં શિક્ષણ આપતું અને પવિત્ર જીવન ગાળવાને તેની સાથેની સંગત જરૂરની છે, એ બતાવનારૂં અને તેઓને વિશ્વાસમાં દઢ રાખનારૂં ઉપદેશરૂપી વ્યાખ્યાન.

(૨) "પસંદ કરેલી બાઇ" (તેના વિષે કંઇ ખાત્રીપૂર્વક વાત નથી), અને તેના છોકરાંને લખાયલું પ્રેમ, વિશ્વાસ અને સુભક્તિ માટે ઉપદેશ અને ખોટા ઉપદેશકો વિરૂદ્ધ ચેતવણી.

(૩) ગાયાને લખાયલું. તેના સુંબંધી કંઇ ખાત્રીપૂર્વક જણાયું નથી. પરોણાચાકરી અને પવિત્રતા માટે તેનું લખાણ. દિયત્રેફેની વિરૂદ્ધ તેને ચેતાવે છે અને દેમેત્રીઅસ માટે તેની મદદ માગે છે.

**યહુદા.** કોઇ જગ્યાએ નહિ નોંધાએલી હનોખની ભવિષ્યવાત (કલમ ૧૪). ખોટા ઉપદેશકો વિરૂદ્ધ ચેતવે છે. અપશ્ચાતાપના દાખલા નોંધી બતાવે છે, અને દુષ્ટોને ન્યાય અને સજા નક્કી થશે તેની ખાત્રી કરી આપે છે.

## (૪) ભવિષ્યદર્શક પત્ર.

**પ્રકટીકરણ.** નવા કરારમાં આ એકજ ભવિષ્યદર્શક પુસ્તક છે. પ્રેરિત યોહાનને ઘડપણમાં પાતમસ બેટમાં થએલાં દર્શનો.